# भाव भक्तिरस किर्त्तनावलि.

દેશી કાઠિયાવાડી પ્રાચીન રાગોમાં ગાય-
નની ઢબ પ્રમાણે શ્રી દ્વારકાંધીશ
રણછોડરાય મહારાજની મદદથી
ભગવતજશનાં કીર્ત્તનો.


રચનાર
જ્ઞાતી મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ શાખે જેઠલોજા

## पाठ्यक नथुरांम गोविंदजी

રહેવાસી ગામ શ્રી માંડવી પ્રગણે ગાર્યાધાર
પ્રાંત ધોલવાડ.



શ્રી ડાહ્યા સોમનાથની મદદથી
છપાવી પ્રસિદ્ધ કરનાર

## पटेल कडवा अरजण.

જાતે લેઉવા હાલારી કણબી, શાખે ભાદાણી
ગામ ભીંગરાડ—પ્રગણે લીલીયા.

સને ૧૮૮૯. સંવત ૧૯૪૫.

કિમ્મત ૧ રૂપૈયો.

# भाव भक्तिरस किर्त्तनावलि.

દેશી કાઠિયાવાડી પ્રાચીન રાગોમાં ગાય-
નની ઢબ પ્રમાણે શ્રી દ્વારકાંધીશ
રણછોડરાય મહારાજની મદદથી
ભગવતજશનાં કીર્ત્તનો.

રચનાર
જ્ઞાતી મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ શાખે જેઠલોજા

## पाठ्यक नथुरांम गोविंदजी

રહેવાસી ગામ શ્રી **માંડવી** પ્રગણે ગાર્યાધાર
પ્રાંત ધોલવાડ.

**શ્રી ડાહ્યા સોમનાથની મદદથી**
છપાવી પ્રસિદ્ધ કરનાર

**पटेल कडवा अरजण.**

જ્ઞાતે લેઉવા હાલારી કણબી, શાખે ભાદાણી
ગામ **ભીંગરાડ**—પ્રગણે **લીલીયા.**

સને ૧૮૮૯. સંવત ૧૯૪૫.

કિમ્મત ૧ રૂપૈયો.

# સૂચના.

આ પુસ્તકમાં રસ ભરેલું ગાયન છે તે એક ચીતે નીવૃતીથી વાંચ્યા વીના પસ્તાવ થશે. ફક્ત શુધ ભાવભક્તિ નીરોપણ કરેલ છે ને દેશી કાઠીયાવાડી પ્રાચીન રાગોની રીત્ય પ્રમાણે ને સનાતન કવીઓયે ગાયા પ્રમાણે ને તેની શાન નીશાની પ્રમાણે કીર્તનો મારી બુદ્ધિના ઉદય પ્રમાણે બનાવ્યાં છે તેમાં તરેહ તરેહ જાત્યના સમયે સમયના રાગો ને સમયે સમયનાં કીર્તનો હાલ વખતમાં રસીક રાગોથી પ્રગટ થયેલાં છે. આ પુસ્તકમાંતો પૂર્વે રીત્યના રાગોછે તેમાં ત્રણ પક્ષના ધર્મો સદ શાસ્ત્ર ને સદ પુરશના નીર્માણ પ્રમાણે નીરોપણ કર્યાછે. તેની વીગત કર્મકાંડ, જ્ઞાનકાંડ, ઉપાસનાકાંડ, જેથી ધર્મ, અર્થ, કામ ને મોક્ષ મળે. તેમાં ત્રણ તરેહની સમજણથી પરમેશ્વરને વીશે ભાવ, શણગાર કીર્તનો ને ઉપદેશી કીર્તનો ને અધ્યાત્મ જ્ઞાનનીરોપણ કીર્તનો તેમાં ખુલ્લા રસ્તાનાં થોડાં ટુંકા પદ્યમાં ગાયન કર્યાછે. ભાવે કરી ચીત ચોડી વીચારતાં અથવા ગાયન કરતાં સંપૂર્ણ સુખ પ્રગટશે; પરમાનંદ થશે; કર્મ ઉપાસના જ્ઞાનની માલમ પડશે; શણગાર ઉપદેશને અધાત્મ જાણ્યાથી જીવનું ભલું થશે; જીવતર સફળ થશે; પરમેશ્વર પ્રસન થશે. સાંભળવાવાળાને, ગાયન કરનારને તથા કવીઓને નમ્રતા પૂર્વક વીનંતી કરૂંછું કે સમજણને અનુસારે ને આગળના કવીયોના પ્રસાદ પ્રમાણે બોલ્યોછું તેમાં જે ગારામાં ચુક હોય કે નીશાનમાં ફેરફાર હોય, ધર્મ ગણવામાં ફેરફાર હોય કે રાગમાં ફેરફાર હોય તો તેવા અનંત અવગુણ માફ કરશો, ને મુને હરીનો દાસ ગણી ઘણોક ઉદય આપશો. કેમ કે સદ પુરૂષોની આશીશથી કંઈક સિદ્ધ પદ પામ્યા છે. મારે પણ તે ચાહના છે.

**सुज्ञेषुबहुनाकिम्.**

3९१३

# भाव भक्तिरस किर्तनावलि.

## भाग १ लो.

### इष्टदेवता स्तुतिरुप मंगलमाचराति.

राग प्रभात.

नमोनमोनमस्कार पावलिकुंदेवा ॥ ए राग
जयतिचाधिकंव्रजे, नमामितंनंदात्मजम् ॥टेक॥
बर्हापिडवल्गुहास, ललीतमतिविद्रुताम् ॥
तमुद्भूतंकेलिकरं, वेणुधरंगातिंसताम् ॥ जयति० १
दधिसुताधवेणसा, दधिसुतस्तनोद्धरा ॥
निपातिताऽच्युतात्मिकां, गतिंगतासुदुस्तरा ॥ज० २
हतावैवकादयश्च, स्पर्शितावुभौनगौ ॥
सौभराटंताश्चयेन, दिवमयतुरर्जुनौ ॥ जयति० ३
यमानुजाह्रदेह्यनेन, कालियविषदग्धितंम् ॥
दमितोऽविषाकृतासो, चाम्रितंचघोषिनम्॥ जयति० ४
शतक्रतोक्रतुभ्रंश, क्रतुनाकृतोयदा ॥
वातवर्षभयाद्धरे, ह्यवितंव्रजंस्तदा ॥ जयति० ५

मन्मथारिपतिस्नेह, प्रोन्नतमन्मथज्वराः ॥
मनोद्भवंमुदंयतश्च,प्रापुःवैऽव्ययात्मिका॥ जयति० ६
औग्रसेनियंविपाट्य, पितरौकरुणात्मना ॥
वृश्चितोनिगडग्रहश्च, भोजेशंभूतात्मना ॥ जयति० ७
शतधृतींद्रमुनिसिद्ध, चारणादयःप्रभो ॥
विशदंप्रागल्भ्यकर्म, गायंतिचतेविभो ॥जयति० ८
गोविंदज्यात्मजेनैव, नथुरामेणधिमता ॥
कृतमेतदनुवतार, व्रजेवासामिच्छता ॥ जयति० ९
कृतम्मुदैतन्नथुरामनाम्ना ॥
कृष्णाष्टकंवैऽखिलपापनाशनम् ॥
पठंतियेभुवितलेसुभक्त्या ॥
मनोगतार्थासफलाभवंति ॥ १ ॥
इतिश्री कृष्णाष्टकम् ॥ संपूर्णम् ॥
॥ श्री कृष्णार्पणमस्तु ॥

## આરતિ.

જય હરિહરા, જય હરિહરા, પિતાંબર ધર પ્યારા;
વાઘાંબર વારા, જય દેવ મહાદેવ. ॥૧॥
સુંદર શ્યામ સ્વરૂપ, રૂપ ભર્યો રાજે;
ગૌરવરણ ગીરજાવર, ભુવનમાં ભ્રાજે. જયદેવ મહાદેવ. ૨
દ્વારકાધિશ દિનેશ, એટમાં બહુ નામિ;
પશુ પતિ પાટણમાં, સોમેશ્વર સ્વામિ. જયદેવ મહાદેવ. ૩
મન મોહન માહારાજ, મુક્તિ તણો દાતા;
અવિ મુક્તેશ્વર આપે, વિશ્વેશ વિખ્યાતા. જયદેવ મહાદેવ. ૪

રાધા લક્ષ્મિ જોડ, રણછોડજી રાજા;
ગંગા પારવતિ પ્યારિ, શંકર માહારાજા. જયદેવ માહાદેવ. ૫
કિરિટ મુગટ કલગિ, કૌસ્તુભનિ માળા;
ચંદ્ર શેખર રૂઢ માળા, લટકે સર્પ કાળા. જયદેવ માહાદેવ. ૬
નારાયણ નીજ દાસ, નારદ પૂજારિ;
હર શંભુને હજુરિ, કુબેર ભંડારી. જયદેવ માહાદેવ. ૭
જદુપતિ પશુપતિને દેવળમાં દિઠા;
સુખનો સાગર રેલ્યો, અમૃત પેં મિઠા. જયદેવ માહાદેવ. ૮
જન્મો જન્મ હું જાચું, દયા કરો દેવા;
નિશદિન હરિહર નીરખું, સદા ચરણ શેવા. જયદેવ મહાદેવ. ૯
મન ક્રમ વચને કરીને, સુક્રત સાધું જે;
વિપ્ર **નથુરામ** વિનવે, ક્રષ્ણ શિવાર્પણ તે. જયદેવ માહાદેવ.૧૦

## આરતિ ૨ જી.

જયજય સુખ દાતા, જયદેવ સુખ દાતા,
અખિલ બ્રહ્માંડમાં એક, તું તારણ ત્રાતા; જયદેવ જયદેવ. ૧
દયા સિંધુ દિનબંધુ, વાર કરો વેલિ;
બર્દ સદા બળવંતા, એકલના બેલિ. જયદેવ જયદેવ. ૨
અમોઘ અઘનો હું ઓઘ, કુટિલ ને કામિ;
ક્ષમા કરો કરૂણા કર, પ્રણમુ શીર નામિ. જયદેવ જયદેવ. ૩
માતુ પિતુને બંધુ, મિત્ર સખા ભ્રાતા;
સદગુરૂ સર્વ તું સ્વામિ, કરોને સુખ શાતા. જયદેવ જયદેવ. ૪
કળિ કલ્મષના ક્લેશ ક્રપા કરી કાપો;
કુમતિ હરો કમળેક્ષ, સદ્બુદ્ધિ આપો. જયદેવ જયદેવ.૫
અનંત શક્તિના ઈશ, અકળ ગતિ તારી;
અર્તિ હરો અવિનાશિ, એજ અરજ મારી. જયદેવ જયદેવ. ૬
કર્તા પાળક હર્તા, તે તું બહુ નામિ,
ગુણાતિત ગુણ નાયક, સર્વેશ્વર સ્વામિ. જયદેવ જયદેવ. ૭
સકળ સત્વમાં સત્તા, તેજ તત્વ તારૂં;

ગતિ મતિ જગતનું જીવન, નહી નાથ ન્યારૂં. જયદેવ જયદેવ. ૮
પરમ બ્રહ્મ પરમેશ્વર, રંગ રૂપ ન્યારા;
નિગમ નેતિ કહી ગાવે, પામે નહિ પારા. જયદેવ માહાદેવ. ૯
કરૂણા કરો કિરતાર, સારો સકળ કાજા;
વિપ્ર નથુની વીનતિ, સુણજો માહારાજા. જયદેવ માહાદેવ.૧૦

## લાવણી ૧ લી.

"ચાલો જઈએ દરશન કરવા, ડાકોરમાં ઠાકોર બીરાજે છે."એરાગ.

આજ શોભા અદભુત બની જુવો, જુગલ સ્વરૂપે વિરાજે છે;
સોમનાથ રાય રણછોડ રશિઓ, દરશનથી દુખ ભાજે છે. ટેક
પ્રથમ દુખ ભાગ્યું ડાયાતુ, હરિ હર હરદે પ્રગટ હવા;
વાસ વસો આંહી વરદાયક, નિશદિન નેણે નિરખવા.
સત્ય કર્યું શંભુ શામળીએ, કારણ કોયે ન જાય કળ્યું;
ભિંગરાડે પ્રભુ ભલે પધાર્યા, ભાણીનું ભાગ્ય ફળ્યું;
ઊંચા દેવ ઊંચા શીખર, રશિક સ્વરૂપે રાજે છે. સોમનાથ૦ ૧
નીલકંઠ રિજ્યા નાગરને, બાંય ગ્રહિ ગૌ લોક ગીયા;
ભોળા સંગે ભકતને દેખી, પુરૂષોતમ બહુ પ્રસન થીઆ.
મધ્ય મંડળ ઉભા મેહેતાજી, હાથ્ય દિવિ હઇડે હરખે;
ગોપિ સંગે રમે ગોવિંદો, નેણુ ભરી નરસૈ નીરખે.
મેહેતાજીની મીઠી વાણી, ટાણે નાથ નવાજેછે. સોમનાથ૦ ૨
અજામીલ ઉગાર્યો હરીએ, ગણીકા અવગુણ નવ્ય ગણ્યા;
અપરાધિ પારાધી તાર્યો, ધ્રુસ્મા બાઈના ગુણ ઘણા.
રશિયો કુબજા સંગે રિજ્યા, ભીલડીએ ભવ ભોળવીઆ;
સુદામાનાં સંકટ ભાગ્યાં, અત્રીને આશ્રમે રિઆ.
સરખા સર્ખી શોભા દેખી, કોટિ મનો જવ લાજે છે.સોમનાથ૦૩
સંત તણાં તો કારજ સાર્યાં શ્રીક્રશ્ને કૈ દુષ્ટ હણી;
શિવે ત્રીપુર દગ્ધ કરીને, પ્રતિમા પાળી દેવ તણિ.
ગજની વા'રે પાળા પળીયા, અચળ કરી ધ્રૂને થાપ્યો;

અસ્મક સુતને આધ જોગીયે, અમર પટો લઇને આપ્યો.
ભક્તો તણી તો ભીડ ભાગવા, વિમળ સ્વરૂપે વિરાજે છે. સોમનાથ.૪

ગીરધર ધ્યાન ધરે શંકરનું, શંકર ગીરધર ધ્યાન ધરે;
ત્ર્યંબક નમન કરે ત્રીકમને, ત્રીકમ ત્ર્યંબક નમન કરે.
રમા રૂદે રાધા વામાંગે, મોરમુગટ ધરનાર હરી;
અર્ધાંગે પારવતી પ્યારી, જટા મુગટ પર ગંગ ધરી,
હરી કાળા ગોરા શીવશંકર, સુંદર શોભા સાજે છે. સોમનાથ૦૫

શુધ સલીલે સ્નાન કરાવે, શોભિતા શણગાર ધરે;
તુલસિ ચંદન ભસ્મ ને બિલિ, પ્રેમ પુષ્પનિ માળ ધરે.
ઊભે ટંકતો આર્તી ઊતારે, મીઠા મેવા થાળ ધરે;
હરિ હર એક સ્વરૂપી જાણી, ચરણ કમળમાં શિશ ધરે.
ધન્ય જન્મ તે વેદ વખાણે, અમૃત રૂપે આજે છે. સોમનાથ૦૬

અવધિ પુરી મથુરાને માયા, કાશી કાંચિ અવંતિકા;
શ્રી દ્વારામતી સાતેપુરીમાં, મુક્તિ તણા બાજે ડંકા.
ગંગા જમુના રેવા ત્રવેણી, સરજ્યુ સિંધુ સરસ્વતિ;
પ્રાગરાજ હરી દ્વારને પ્રાચિ, હસ્ત લગ્ન સઘ પર્મ ગતી.
કૈવલ પામ્યા કૈક હજુરી, હરિ હર સંગે રાજે છે. સોમનાથ૦૭

કર્મ ઉપાસન જ્ઞાને કરીને, પાપ પાડ તે દુર્ય પળે;
આશ્રમ ધર્મ તણે અનુસારે, અભ્રત ક્ષેમને અતીય મળે.
સમજણનું સિદ્ધાંત સમજવું, સાધન સૌથિ સરસ પણે;
કરૂણા કરે શ્રી ક્રશ્નને શંભુ, અવીનાશી તે આપે ખણે.
તીર્થ વાસીને તર્ત તારવા, બહુ નામે બિરાજે છે. સોમનાથ૦ ૮

ધન્ય ભાગ્ય ભિંગરાડ વાસીનાં, નીત્ય હરી હર નીરખવા;
કથા કીરતન સ્મરણ સેવા, આનંદ ઓછવ નીત્ય નવા.
દેવ તણાં તો ધામ દેખીને, વૈશ્નવ રાજી થાય રદે;
દેશ દેશના દરશને આવે, ધન્ય ધન્ય સૌ વાણી વદે.
**દાસ નથુ કહે નીર્ભય કરવા, શીરધણી સમ્રથ ગાજે છે. સોમનાથ.૯**

## લાવણી ૨ જી.

"હો કુદરતના કરનાર ખલકના સ્વામી" એરાગ.
હાંરે હો મરિજાવું ધન્યમાલ સાહેબિ મેલિ,
પ્રાણી બાંધ્ય પુન્યની પાળ્ય પુરથી પે'લી, ટેક.
હાંરે તું મેલ્ય મમત રટય રામ કામના ત્યાગી,
આતો અમુલખ અવસર જાય જોને તું જાગિ. મરી. ૧
હાંરે ધન્ય દોલત પરીવાર ભાઈની જોડી,
એમ સુત સજનને દારા જાવું તે છોડી. મરી. ૨
હાંરે ઘેર ઘણેરૂં દ્રવ્ય કોડિ કામ ના આવે,
જે કર્યું પુન કે પાપ આપ સંગ આવે. મરી. ૩
હાંરે જ્યાં જેમ ત્યાં તેમ રેહેશે એકલું જાવું,
પ્રાણી મધમાખીની જેમ પછે પસ્તાવું. મરી. ૪
હાંરે નીર્મળ નરનો દેહ જગતમાં જાણું,
એજે ખોઈ બેઠો ખુવાર નંદ જેમ નાણું. મરી. ૫
હાંરે જુઠો જક્ત જંજાળ કાચિ આ કાયા,
તેમાં હર્ષ શોક હજાર હરીની માયા. મારી. ૬
હાંરે એવા દાસ **નથુ**ના નાથ દયાળુ દેવા,
આપો પ્રેમ ભક્તિ સત સંગ ચરણુની સેવા. મારી. ૭

## લાવણી ૩ જી.

રાગ ઉપર પ્રમાણે.

હાંરે પ્રાણી મત કરના પતીયાર પ્યારા પીંજરકા,
તુમ દો દિનકે મીજબાન જોખા જમ ડરકા. ટેક.
હાંરે કૈ અજબ ઝરૂખા મેહેલ માળીએ વસતા,
બોત ધન્ય જોબનકા જોર મહા મદ મસતા;
હાંરે દઇ દુરબળ જનને દુખ હરામી હસતા,
ઊંડું દાટી મેલતા દામ ગીયા હાથ ઘસતા. પ્રાણી. ૧
હાંરે બાંધે બંકી પઘીયાં ખેસ વેશ જર જરકા,

એવી પ્રધાનયણી ધર નાર રૂપવંત લરકા;
હાંરે અતી તેજ લેજ ફુલ સેજ ઉદેજ્યું અરકા.
સોઇ દેઇ જલે શ્મશાન ભયંકર ભરકા. પ્રાણી. ૨
હાંરે કાંઇ સુખ સંપતકે કાજ ફોજ લઈ ફરતા,
શીરછત્ર ધરી સુખપાલે બેસિ સંચરતા;
હાંરે જ્યું મેરૂ ફુલ કંદુક ધરા કર ધરતા,
એવિ કાળગતી અતિ નીચ દીઠા તે મરતા. પ્રાણી. ૩
હાંરે તુમ કરનાં હોસો કરો ડર હે એક દિનકા,
જબ જમરા રૂંધે છતિ કોનહે કિનકા;
હાંરે કહે વિપ્ર **નથુરામ** વદે વેદ જસ જીનકા;
જે અખિલ બ્રહ્માંડા ધિશ ઓળા હે ઇનકા. પ્રાણી. ૪

## લાવણી ૪ થી.

કર્યે દરશન કેદાર નાથકા સફળ જન્મ તેરા. એ રાગ.
આ અવસરમાં ચેતો સવેરા, ધુન ધણી ધારો ધુન ધણી ધારો,
માહા મોહમતાને મારો, આ અવસરમાં ચેતો સવેરા, ધુન. ટેક.
આ કાયામાં દશ દરવાજા, બાવન બજારો, સમઝમન, બાવન બજારો
હાટ હવેલિ ભલી ભુલવણી, ભરીયા ભંડારો, ભરીયા ભંડારો;
મહા મોહ મમતાને મારો, આ અવસરમાં૦, ધુનધણી. ૧
જોતો માલ વોરેને વોરાવે, વિવેક વણઝારો, સમઝમન, વિવેક૦
જમે ઉધારનું જોખમ મોટું જાણે જાનન હારો, જાણે૦ મહા મોહ૦ ૨
આશા ત્રશ્ના મોહ નદી કોઇ પામે નહી પારો, સમ૦ પામે નહિ૦
જંજાળીનો જગડો કરતાં જાયછે જનમારો, જાયછે૦ માહા મોહ૦ ૩
મધ લાળ માયા લાગે મીઠિ ધૈર્ય થકી ધારો, સમઝમન ધૈર્ય થકી૦
ચંચળ મનતો બહુ સંતાપે, સર્પ તણો ભારો, સર્પ૦ માહા મોહ૦ ૪
સુત સજ્જન ને નારી પ્યારી, સાથ મલ્યો સારો, સમજ૦ સાથ૦
અંત સમે તો જાવું એકલું, કોણુ બેલી તારો, કોણુ૦ મહામોહ૦ ૫
જન્મ્યા તેતો જરૂર જવાના, કોઇ નહી રે'નારો, સમજમન કોઇ૦
ઠાલા આવ્યા ઠાલું જાવું, કાંક હાથ ઠારો, કાંક હાથ૦ માહા મોહ૦ ૬

કૌયર તે કંઇ કાળ કુટાશે, અનેક અવતારો, સમઝમન૦ અનેક૦
પ્રેમી ભક્ત પરમ ગતી પામ્યા, હેમતે હજારો, હેમતે૦ મહામોહ૦૭
જન જાણે મુને કોઇ નવ દેખે, નાથ નહી ન્યારો, સમઝ૦ નાથ૦
ઘટો ઘટનેમઠ મંદિરમાં રામરમે પ્યારો,રામરમે પ્યારો૦ મહામોહ૮
સસાર સાગર મહા જળ ભરીયો,અળગો યો આરો, સમઝ૦અળગો૦
દાસ **નથુ** કહે સદગુરૂ સેવો,હરી તારણ હારો, હરીતા૦મહા મોહ૦૯

---

## ॥ श्रीकृश्नजन्म बालचरित्र विषे पद ॥

### सत्ता वाचि कृषि शब्द छे, रेणो निवृति रुप ॥
### एक भाव एहि पामतां, कृश्न ब्रह्म अनुप ॥१॥

કોઈ દેખી મૈયાં બંસિ ચુરાવન હારિ. એરાગ.
પ્રગટ ભયે મંગળ રૂપ મુરારિ, શ્યામ સુંદરકિ છબિ પ્યારી.ટેક
ભાદુ માસકિ કૃશ્ન અષ્ટમિ, ઇંદુ સુત સુભ વારિ;
બ્રહ્માજીકે રુક્ષ યોગમે, મધ્ય ભયિ રેનકિ છાઈ. પ્રગટ. ૧
સુરભિ મંદને શિતળ વાયુ, વહત પરમ સુખ દાઈ;
નિર્ધેદ્ધ સો ભયો હુતાશન, મંગળ સમય સુહાઈ. પ્રગટ. ૨
સંતનકે મન શાંત ભયે તબ, સુરિ નર મુની હે સુખારિ;
દુંદભિ નાદ નભ સુરહી સુનાવત, પુષ્પ વૃષ્ટિ વરસાઈ.પ્રગટ.૩
મંગળ રૂપા માત દેવકિ, જગ મંગળ શિશુ જાઈ;
દાસ **નથુ** ધન્ય નટવર નાગર,તુરત આશ્ચર્ય દિખાઈ. પ્રગટ. ૪

### પદ ૨ જુ.

મનોહર રૂપહે મંગળકારી, દેવિ વસુદેવ લેત નીહારી, મનોહર૦
મોર મુગટ ને પિતાંબર ધર, મેઘ વરણ મુરારી,
શંખ ચક્ર ને ગદા પદ્મ સોઇ, ઊર વનમાળ સુહાઈ, મનોહર૦ ૧
માત પિતા દોનુ કરે વિનતિ, તુમ હો ભવભય હારી,

વસુદેવ ત્યાં ડરપત દિલમે, નય મોહી નંદ કે દ્વારિ, મનોહર૦ ૨
પૂર્વ જન્મકિ બાત કહીને, સિશુ ભયે તત્કાળી,
પાઊક પાટી ખળી શ્રંખળા, નિંદ્રાકે વંસ રખવારી, મનોહર૦૩
શ્રી જમુનાને માગ દીયોહે, જદ્દા સિંધુ રઘુરાઈ,
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, સોંપી આયે નંદકે દ્વારી, મનોહર૦ ૪

**પદ ૩ જુ.**

નંદન કે દ્વારે બાજત મંગળ વધાઈ, સોઈ આનંદ કયો નજાઇ, નંદ૦ટેક.
બાજત તાળ મ્રદંગ ઢફ બંસિ, નાચતગોપ ગોવાળી,
શ્રી વ્રજજનકે મન મોદ ભયો હે, દધિ મહિ હરદી ઉડાઇ, નંદ૦૧
ગાવત નાચત નૃપ અંગનમે, હર્ષ ન જાત સમાઈ,
ગાઢ પ્રેમસો કહ્યો ન જાયે, સુંદર વદન નીહારી, નંદ૦ ૨
બ્રહ્મા ઈંદ્ર મુનિંદ્ર સુરીનર, મંગળ શબ્દ ઊચ્ચારી,
જય જય જયકાર કરીને, વરસત પુષ્પ અપારી, નંદન૦ ૩
શ્રી વ્રજ ચંદકો વદન નિહારી, માત મુદિત મન માહી,
દાસ **નથુ** કહેકીહાં લગી વરનુ, ગીનત ગીનત બલજાઈ, નંદન ૦૪

**પદ ૪ થું.**

સલુણા સર્વે આઇ મીલી નંદ દ્વારી, ભીર તો ભઇ બહુ ભારી, સલુણા૦ટેક.
હિત અપનો જાનીકે ગ્વાલની, સુંદર વેશ બનાઈ,
નિષ્કંઠને ચોળી સુનરીયાં, કુંતળ શુભ સુધારી, સલુણા૦ ૧
હરિ રાજે મંગળ મંડપમે, વ્રજ મંડન જદુરાઈ,
ગદ ગદ કંઠે ગ્યાન કરંતી, ચુંબત રૂપ હૃદે લાઈ, સલુણા૦ ૨
નિંદાઘ દગ્ધને તોય કહિજે, આર્ત અગદ સુખદાઇ;
ક્ષુધાવંતને અંધસ વલ્લભ, ગ્વાલની ને ગીરધારી. સલુણા૦ ૩
નિર્ભય સ્નેહસે નીરખત ભયેઉ, વારવાર ઊર લાઈ;
**નથુરામ** કહે ધન્ય નટવરનાગર, મનમે વસ્યાહે મોરારી૦ ૪

**પદ ૫ મુ.**

ખેલે દો ભૈયાં મંગળ ખેલ મચાઈ, વ્રજ આનંદ કહ્યો નજાઇટે.

સ્યામલ ગૌર શરીર અનુપમ, શોભા બરની ન જાઈ;
મુગ્ધ હાસસેં મોહ બઢાવત, કરત અતિ ચપળાઈ. ખેલે• ૧
પાણિ જાનુસેં રિંખત ભયેઉ, વ્રજ કર્દમ પથિ જાઈ;
અભિનવ કિંકણી ઘોષ કરીને, જનકું સ્નેહ જનાઇ. ખેલે૦ ૨
સ્મિત પુર સર સાન કરીને, નિક રહત હે છુપાઈ;
દધિ મહિ માખનસેં મન રાજી,ગ્રહી કર જાત ચલાઈ. ખેલે૦ ૩
શ્રી વ્રજ જન મન મોદ સવાયો, દેખી જુગલ જદુરાઈ;
દાસ **નથુ** કહે ધન્ય નટવર નાગર, ગીનત ગીનત બલજાઈ ખે૦ ૪

## પદ ૬ ઠું.

બાજે કિંકનીયાં કમનીય રૂપ કહનાઈ, વ્રજભુષણ શ્રી જદુરાઇ. ટેક.
પ્રેમ મગ્નહે રાધે પ્યારી, મોદ અતિ મનમાંઇ;
ચંદ્ર ચકોરી દ્રષ્ટિ લગારી, લાલસું રહે લોભાઈ. બાજે૦ ૧
અવસર જોઈ અલબેલી રાધે, કરસેં લેત ઉઠાઇ;
કરી કટાક્ષ ને હસી બોલાવત, ચુંબત કરી ચતુરાઇ. બાજે૦ ૫
સિથલ ગાત્રને નેહે ન્યારે, વાર વાર ઉર લાઈ;
મેં જોબન મતવાલી મોહન,ક્યા કહું બાળકું બુઝાઈ. બાજે૦ ૩
પ્રાણજીવન કબ હોઊં પનોતી, મનમેં રહું અકુલાઈ;
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, પલ નવ રહેત પરાઇ. બાજે૦ ૫

## પદ ૭ મુ.

જસોદાજી લાલ ગોદમેં લાઈ, સ્યામ સુંદર શ્રી વ્રજરાઈ. ટેક.
અધર દશન સોઇ નીરખત મૈયાં, મોદ ભયો મનમાંઇ;
જંભત દીઠો જગત મુખમેં, ચર અચર રચનાઈ. જસોદા૦ ૧
સપ્ત દ્વીપને સપ્ત પયોધિ, અતળા દિક મુખમાંઈ;
ઉર્ધ્વ લોક દેખે આનનમેં, વ્રજ સમેત જદુરાઈ. જસોદા૦ ૨
આપમેં આપસો દેખી મૈયાં, શંકા ભઈ મન ભારી;
ભાસમેં ભાસ ભયોહે અપનો, બાળને માયા બતાયી. જસો૦ ૩
ન્યાળીને જોતાં નટવરને, તુરત ગઇ સો ભુલાઇ;

દાસ **થુન** નરહરિકી લીલા, નેહે નીરખી બલજાઈ. જસોદા૦ ૪

## પદ ૮ મુ.

ખેલે શ્રી વ્રજમે આનંદ રંગ રચાઇ, લેરખડો બાળ કહનાઈ. ટેક
બાળ સખા સબ લેકર સંગે, મરકટ લેત બુલાઇ;
બાળ ચરિત્ર કરે બળવંતો, ઘર ઘર કરત લુગાઈ. ખેલે૦ ૧
દધિ માખન પર પ્યાર લગ્યો હે, પર ઘર પાવત જાઈ;
મેહ નાદિની કરે કનૈયો, અબળા જાત અકુલાઇ. ખેલે૦ ૨
ઘર ઘરસેં મિલી સબ ગ્વાલન, કહત કયો નવ જાઈ;
અપને અપનો દેત બતાઇ, કિયો જેહી લાલને આઈ. ખેલે૦ ૩
બાળ ચરિત્ર સુનાવત જાકર, ઠાડ રહી નંદ દારી;
દાસ **નથુ**ના દેવની લીલા, સુની લો જસોદાજી માઈ. ખેલે૦ ૪

## પદ ૯ મુ.

**ગોપીયો**—અબતો મેં ના જીમું મેરી માઇ. એ રાગ.
ચલો નીક દેખનકું મેરી મૈયાં, તેરો લાડીલો લાલ કનઇયાં. ટેક.
ચંચળ ચિત ચપળ થઈ ચાલે, ધીરાં પાઉ ધરૈયાં;
તક બીનું તાકી રહે ત્રીકમ, બછડા દેત છોડૈયાં. ચલો. ૧
શુન્ય ગ્રહમેં આઈ સ્નેહી, શિશુકું દે લપટૈયાં;
દધિ મહિ માખન માટ દોડાવે, શીંકે છિદ્ર રચૈયાં. ચલો. ૨
ગાર મચાઇ નાચે ગોવિંદો, આઈમેં પાની ભરૈયાં;
અમને કહ્યો મેં ઘરકો સ્વામી, તુમહો મેં ઘરકી કિંકરીયાં. ચ૦
લંભ ન દેત જસોદા લપટાની, ચુંબન લેત ગલૈયાં;
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, ચરનમેં ચિંત ધરૈયાં. ચલો. ૪

**કનૈયા**—

## પદ ૧૦ મુ.

માઇ મુને રાધેને નાચ નચાયો, ઇનુને ખેલાનો રચાયો. ટેક
મેં ખેલનકું જાત મગુમેં, શેંગર વેણુ બજાયો;
હાથ લકુટીઆ મિલી રાધે, સબ સખી સાથ બુલાયો. માઇ. ૧

નટવા આધિન જેસે મર્કટ, વિનતા વંશ વહાયો;
બાળક જાની બળ કરી બોલે, કિયો વેને મનકો ભાયો. માઈ.૨
ચાર જામ માઇ નૃત્ય કરીને, અબ અપને ઘર આયો;
દાસ **નથુ** સબ આઇ કર ગ્વાલન, જુઠો મોય દોષ ચડાયો. મા.૩

## પદ ૧૧ મુ.

શ્યામને સાન ન આઇ જરૈયાં, રાધે બોલત રોષ ભરૈયાં; ટેક.
ગોદ બિઠાકે કહત જસોદા, સુનહુ ધ્યાન ધરૈયાં;
પરઘર જાકે રાડ ન કીજે, સબ વિધ હોત ભલૈયાં. શ્યામને. ૧
ચંચળ હે સબ વ્રજકી નારી, બોલત બાત બનૈયાં;
નંદરાયકી લજ્જા લોપી, તુમ હો બાલ કનૈયા. શ્યામને. ૨
નવલખ ધેનુ અપને દુઝત, પીઓ ઓરદીઓ ઢોરૈયાં;
હીલ મીલકર હલધરકી સંગે, નૌત્તમ ખેલ રચૈયાં. શ્યામને.૩
સ્નેહ ધરી મુખ ચુંબત મૈયાં, વારહી લેત બલૈયાં;
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, સો સુખ ચિત્તમેં સમૈયાં. શ્યા.૪

## પદ ૧૨ મુ.

અબ તો મૈ નહીં રહું તોરી નગરીયાં, મોસે કરે માઈ માધુ જગરૈયાં;
એક કહે મે જલ ભરને ગઈતી, ઝીણીઝી મારી કાંકરીઆં;
કામ કળા રૂપ રહી લોભાઈ, ગીરતો દીની ગાગરીઆં. અબ. ૧
દુજી કહે દરબાર ખડી, સંગ મીલી સબ વ્રજકી તરીઆં;
લાલને આઈ લીઓ આ લિંગન, કીની મોપર નીકી નજરીઆં. ૨
ત્રીજી કહતહે જાત મગુમે, પટક લીની પાંમરીઆં;
નાની નણંદલ સંગ રહી, સબ બાત સોંપી સાસરીઆં. અ.૩
ચોથી ચાર પદારથ ચુકી, પ્રેમ પંથ પરવરીઆં;
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, ચરન કમલ ચિત ધરીઆં. ૪

## પદ ૧૩. મુ.

ગૌ ચારન મૈઆં કીનન કાન પઠૈઆં, સબ જાની શ્યામ અઠૈયાં; ટેક.

ગ્વાલ બાલ સબ લીએ બુલાઇ, કહત જસોદા મૈયાં;
બીવત ઝબકત પહાડ કુંઝમેં,લાલ હે બાલ કનૈયાં. ગૌ ચાર. ૧
પ્રાત ઝીમાઈ સિંગાર ધરાઈ, વન પઠાયે દોભૈયાં;
મોર મુગટને કાંધ કામરીઆં, અંગર વેન બજૈયાં. ગૌ ચાર. ૨
શ્રી બિનરાબિન કુંજ ગલનમેં, ગૌઆં લેત બુલૈયાં;
કેલિ કરે કૌતુક દીખાવે, થાટે કદમકી છૈયાં. ગૌ ચારન. ૩
હંસત હંસાવત બાળ સ્નેહી, અગ બગ દીએ હનૈયાં;
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, સો સુખ ચિંતમેં સમૈયાં. ૪

**કનૈયા—** **પદ ૧૪ સું.**

અબ તો મેં નહીં ચારૂં તેરી ગૈયાં, મુને બળ જુને બોત ખીજૈયાં; ટેક.
ગૌ ચારન મૈં ગયે કુંજમેં, ગ્વાલ બાલ સંગ ભૈયાં;
અમને ક્રાઓ તુમ લીઓ મોલેયો, નવ લખ ધેનુ ચરૈયાં. અ. ૧
નીક શીખ દઊં દેખ બિચારી, ક્યું તું ફિરત ભુલૈયાં;
ગોરે નંદ જસોમતી ગોરે, તુમ હો સ્યામ કનૈયાં. અબ. ૨
ગ્વાલ બાલ સબ લેકર તારી, અંગુલિ દેત બતૈયાં;
સખા બિચ મેં રિઓ છુપાઇ, હસત હળધર ભૈયાં. અબ. ૩
દેઉં શીખ મેં રાજ સમીપે, જન્મ ધુત હે ભૈયાં;
દાસ **નથુ** કર પુષ્પ લીઓ હે, હમ માતુને જનૈયાં. અબ. ૪

**પદ ૧૫ સું.**

ગોપીવર ગોવિંદ નામ ધરાયો, વ્રજ વનિતા વંશ વધાયો. ટેક.
કોટી કોટી બ્રહ્માંડ કરત હે, નિગમે અગમ બતાયો;
યોગિ યત્ન કરંતા કબહુક, દર્શન પાગો ન પાયો. ગોપી. ૧
જપતપ જોગ જગન જુગતાઇ, સાધન સાધ સવાયો;
ભવ ભવ પ્રત્યે ફિરે ભુલાના,સુખ સ્વપને નવ પાયો. ગોપી. ૨
શીવ સનકાદિક ઓર બ્રહ્માદિક, એક સુરત સોઇ પાયો;
જેહી સુખ માણે વ્રજકી વિનતા, સો રસ વ્રજમે સમાયો.ગો. ૩
સરવે ભજે સકામી શ્વામને, બહુ સુખ માન બઢાયો;

**નથુરામ** નિષ્કામી ગ્વાલન, પ્રેમ રસ સુખ સવાયો. ગોપી. ૪

### પદ ૧૬ મુ.

સોઈ રસ રેલ્યો ગોકુળ બીચ આઇ, રસ રીત કહી નવ જાઇ; ટેક.
પ્રેમ ધરી પ્રલ્હાદે પીયો, ધ્રૂ રૂકમાંગદ રાયે;
નીમી નારદ પુંડરિક પરાશર,અમરિખ પીઓ ઉર લાઈ. સોઈ.૧
વાલ્મિક વ્યાસને શુક સૌનક સોઇ, ભીષ્મ વિભીક્ષણ રાયે;
યુધિષ્ઠીર અર્જુન ઊદ્ધવજી, હરિશ્ચંદ્રે લિઓ હરખાઈ. સોઈ. ૨
માર્કંડેય માંડવ્ય ને મૌદગળ, સુમતુ શ્રવનાઈ;
દેવળ પૈલ ને દેવરાત સોઇ, ધૌમ્ય ધૌમ્ર રપિરાઈ. સોઇ. ૩
જય દેવને નવ જોગેશ્વર, સનકાદિક સુખદાઇ;
તુમ્બરૂ ગૌત્તમ ત્રણ બિંદુ, વસિષ્ટ વરિષ્ટ કહાઇ. સોઈ. ૪
શ્રુત દેવને ગુરૂ સાંદીપસો, સખા સુદામા ભાઈ;
ગર્ગ મુનિ કુળ ગુરૂ હરિના, કશપ કૌશિક કુશળાઇ. સોઈ. ૫
માન્ધાતા મુરધ્વજ રાજા, હન્તિદેવ રઘુરાઇ;
ચંદ્રહાસ ને શિબી સુધનવા, તુળાધારને નિપાઇ. સોઈ. ૬
મૈસુતા પાંચાળી કુંતા, ગૌત્તમ ગ્રહકી નારી;
શવરી દેવ હુતી શતરૂપા, તારા વૃન્દાદિ રસપાઈ. સોઈ. ૭
દેવ દનુજ મનુજ કૈ પામ્યા, હીમ્મત ધરી હજારી;
જે રસ માણે વ્રજકી વનીતા, કોઈને કબુહ ન પાઇ. સોઈ. ૮
જ્ઞાન વૈરાગે રસકોબિંદુ, આઈ પર્યો મુખ માંઇ;
કર્મકાંડ વેધરકો વાયુ, કોઈએ નવ પીઓ હે ધરાઇ. સોઈ. ૯
રસ રંગીલો બહુ છે રૂડો, આઈ રેલ્યો વ્રજ માંઈ;
પ્રેમ લક્ષણા પાત્ર કરીને,પીઓ નવ ગીઓ હે ગીરાઇ. સોઇ. ૧૦
ગ્વાલન કે ગુણ ગણના ગણતાં, કબહુ પાર ન પાઈ.
માત તાત સ્વજન સુખ તજીયાં, વરીઆં કુંજ બિહારી; સોઈ.૧૧
અનહદ હદ કયા કહી બતાવું, અવાચ્ય એ પદ સબ ગાઇ;

દાસ **નથુ** કહે ધન્ય નટવર નાગર, ગીનત ગીનત બલજાઇ. સોઇ. ૧૨

## પદ ૧ લું.

મુને મારી કાંકરિઆં કાન, પાણીડાં કેમ કરી જાશે; મુને. એ રાગ.
અતિ દીસે બાવરો અંગ, ડીમી ડીમી ડમરૂ બજાઇ; ટેક.
નંદ ભુવન આઇ અલેક જગાયો, ભૈરવ કોટવાલ સંગ. ડીમી. ૧
વ્યાળ વિભુષણ ગલેરૂંઢમાલા, ભુરીચી જટુરી માંહીં ગંગ. ડીમી. ૨
વ્રશભવાહને ત્રંબક દીસે, હંસ વરન વાંકો રંગ. ડીમી. ૩
દાસ **નથુ** કહે નટવર ન્યાળી, અંગડે પ્રગટયો ઊમંગ. ડીમી. ૪

## પદ ૨ જું.

મન મોહન બાળ મુકુંદ, ગરલધર નીરખે હરિને; ટેક.
મેઘ વરન અતિ રૂપ મનોહર, ચારૂ મુખ કંજ મકરંદ. ગ૦ ૧
મંદમંદ હાસ કેરી શોભાછે સારી, લલિત રૂપ વ્રજ ચંદ્ર. ગ૦ ૨
ચરન કમળ નખ ચંદ્રિકા જ્યોતિ, સંતનજન સુખ વંદ. ગ૦ ૩
દાસ **નથુ** કહે એહિ છબી નીરખી, ભોળાને ભયોહે આનંદ. ગ૦ ૪

## પદ ૩ જું.

સોઇ સ્યામ ચરન રજ વંદ શંકર મુખ સ્તવન કરે; ટેક.
દેવકો દેવ તુમ દીન દયાળુ સંતન કો સુખ કંદ. શં૦ ૧
રાધાકો રમણ પરમ સુખદાઇ, જશોમતી બાળમુકુંદ. શં૦ ૨
ભક્ત વિભુષણ ગોકુળ રક્ષણ, ગીરધર વર ગોવિંદ. શં૦ ૩
દાસ **નથુ** ધન્ય નટવર નાગર જય હો જય હો વ્રજચંદ્ર. શં૦ ૪

## પદ ૪ થું.

ધન્ય ધન્ય જસોદાનંદ, સદા શીવ વાણી વદે; ટેક.
નેતિ કહી વદે વેદે નિરંતર, ધ્યાન ધરે મુનીવ્રંદ. સદા. ૧
ભુમિના ભાગ્યને શું વખાણું, જ્યાં પ્રગટીઆ વ્રજચંદ સદા. ૨
આગે જુગ મોહી હુવા અનંતા, અભિનવો એહી આનંદ. સદા. ૩
દાસ **નથુ** કહે ધન્ય નટવર નાગર, જયજયજય જગવંદ. સદા. ૪

## પદ ૧ લું.

ગોપી માતાજીને કહે છે—

### રાગ. પૂરવ.

આને માટે ભજતો નથી, સહેજે સીતારામ: એ રાગ.

દેખો મૈયા જોગી વાકે. અંગ હે ઊમંગ રે; ટેક.
અંગનમેં આઈ ઠાડે, અવધુત અંગ રે. દેખો. ૧
ભાળ ચંદ્ર ચિન્હ શોભે, જટામેં હેં ગંગ રે;
ગળેમેં હે રૂંઢમાળા, ભુષણ ભુજંગ રે. દેખો. ૨
ઓઢન હે મૃગશાલા, ભુત ટોળી સંગ રે;
છડી શીંગી ચક્રરાજે, ડમરૂ મૃદંગરે. દેખો. ૩
ગુનતો ગાવન લગે, જયહો શ્રી રંગ રે;
**નથુરામે** ચરનુ માંહી; અરપ્યું હે અંગ રે. દેખો. ૪

## પદ ૨ જું.

ખુદા જોગી કાંસે આયે, કોનહે તે કાજરે. ટેક.
આદરસેં કહે મૈયાં, આવો મહારાજરે. ખુદા. ૧
અવધુત દીસો આપે. સરભંગી સાજરે;
કોન તેરા નામ કહીએ, સંગે ક્યું સમાજ. ખુદા. ૨
ચપળ તે ચિત્ત દીસે, કીહું મન વાજરે;
દિગંમ્બર દીસો જોગી, વીશરી ક્યું લાજરે. ખુદા. ૩
અમ ઉપર દયા કીની, સુખ ઘડી આજરે;
**નથુરામ** શંભુ દેખી, સર્યાં સબ કાજ. ખુદા. ૪

## પદ ૩ જું.

ગીનત ગોવિંદ જશ, કહે જોગીરાજરે. ટેક.
જંગલ કે વાસી મૈયા, હદેહે રીવાજરે. ગીનત. ૧
બાળ ક્રષ્ન છબી દેખું, આયો એહી કાજરે;
ભજનસેં ભાન ભૂલ્યો, સરભંગી સાજરે. ગીનત. ૨

જુના જોગી જગ્ત જાને, સમાધિ સમાજરે;
નૈનાં હે દરશનકે પ્યાસી, મન એહી વાજ. ગીનત. ૩
દ્વૈત રૂપ ભાસે નાંહી, કાહુકી હે લાજરે;
**નથુ**કા સ્વામીકું ન્યાળું, સબ સરે કાજ. ગીનત ૪

## પદ ૪ થું.

કહત જસોદા મૈયાં, સુનો મેરી બાત. ટેક.
ઓર બાત કહો જોગી, જોડી કહું હાથરે; કહત. ૧
ભક્ષ ભુજ્ય ભીક્ષા દેહું, મીસરી ને ભાતરે;
પટકુલ પ્રેમે અરપું, મણી રત્ન વ્રાતરે. કહત. ૨
વિક્રાળ હે વેશ તેરો, કીહું કહો નાથરે;
બાલકકું જો મેં દીખાઊં, કંપે વાકો ગાત. કહત. ૩
બીવે મેરો બાળ ચીકો, બાવરી કો બાત;
**નથુ** નાથ સાચું નાણું, દીઓ મેં કયું જાતરે. કહત. ૪

## પદ ૫ મું.

હંસી કહે હર મૈયાં, સુનીલો મેરી બાતરે. ટેક.
એહી છબી પ્યારી મુને, જડી હૃદા સાથરે. હંશી. ૧
ભીક્ષાકો મેં ભોગી નાંહીં, સત્ય કહું માતરે;
લાલ મેરે મણિમાળા, શોભે મેરો ગાત. હંશી. ૨
બીવા વાળો નાંહી એહિ, સબને ડરાતરે;
પુરાનીહે પ્યારો તેરો, જગ્તકો હે તાતરે. હંશી. ૩
હંશી લાલ લાઇ મૈયાં, વંદન કરાતરે;
**નથુ** મન મોદ ભયો, હૃદે ન સમાતરે. હંશી. ૪

## પદ ૬ ઠું.

જશ ગાઇ વંદે જોગી, જે જે વ્રજ ચંદરે. ટેક.
સુખ ધરી ઉદે ભયી, જેજે જગ વંદરે. જશ. ૧
નયને અબ ફળ પાયો ન્યાળે નંદ નંદરે;

માણે મન ભ્રમર મેરો, મુખ મકરંદરે. જશ. ૨
લલના લલામ લાલ, ક્ષ્ન સુખ કંદરે;
લીલા રસ પાન પીતાં, ટરે ભવ ફંદરે. જશ. ૩
લલિત રશાળ રાજે, અક્ષ અરવિંદરે;
ગુનાતિત ગુનાગાર, ગોચારી ગોવિંદરે. જશ. ૪
નિરખે હરખે શંભુ, ભયો હે આનંદ;
**નથુરામ** લીલા રટે, મોહન મુકુંદરે. જશ. ૫

## પદ ૭ મુ.

જોગીયન દ્રષ્ટિ લગી, રોને લગો લાલરે. ટેક.
ભુવનમેં લે ગઈ મૈયાં, દીખાવે કૈ ખ્યાલરે. જોગી. ૧
પારને પોઢાડે મૈયાં, ઝુલાવે જઈ લાલરે;
મુખમાંહી દૂધ ડારે, ઢોરે લેઈ ગોપાળ. જોગી. ૨
આઈ મીલે બ્રજવાસી, લાલકયું રીસાલરે;
જોગીયનકે દ્રષ્ટિ વે હે, બાવરો એ હાલ. જોગી. ૩
વે જોગીકું ઢુંઢી લાવો, હોઊ અબ ન્યાલ;
**નથુરામ** ઢુંઢી કહે, દ્રષ્ટિ લગી બાલરે. જોગી. ૪

## પદ ૮ મુ.

લટકતા આયે જોગી, નંદજી કે દ્વારરે. ટેક.
અગમ અપાર ગતિ, પરાંસે હો પારરે. લટકતા. ૧
રાઇ લૂન ફેરે શંભુ, લાલપેં ઉતારરે;
રોગ દોષ દૂર ગયો, હસ્યા શ્રી મોરારરે. લટકતા. ૨
મોદ ભરી જસોમતી, દીઓ મણિ હારરે;
ધન્ય ધન્ય જોગી કહે, સબ બ્રજ નારરે, લટકતા. ૩
બુઢા બાવા દયા કરી, વસો નંદ દ્વારરે;
લાલનકો રોગ દોષ, ફેંકો વ્રજ બહારરે. લટકતા. ૪
નજરે નજરાં લગી, દોનુ કીતે ઠારરે;
**નથુ** કહે એ સુખપર, જાઉં બલહારરે. લટકતા. ૫

## પદ ૧ લું.

### રાગ તોટક.

પનઘટપેં મોરી ગાગરીયાંરે. એ રાગ.

ઘનસ્યામ છબી મનરંજનહે, ઘટ ભીતર ઘનરૂપ ઘુમી રહ્યો. ટેક.
અતિ રૂપ અનુપ અલે ાકીકહે, મનમથ મન ગર્વકો ગંજનહે. ઘન. ૧
સ્રંગાર અપાર મેં સ્યામ હરિ, અખી અનકી શોભા અંજનહે. ઘન. ૨
ફુલહીનસેં ગીન દીસે ભમરો, કાંઇ કેવળ સુખદેણુ કંજનહે. ઘન. ૩
**નથુરામ** નકામ પર્યો ઇનસેં, ભુદરજી ભવ દુઃખ ભંજનહે. ઘન. ૪

## પદ ૨ જું.

નંદલાલન લાડ લડાવનહેરે, મન મ્રોડ મનોહર મુરતિઆં; ટેક.
મુખ દેખી સુખ ઉપજે અમને, અતિ લાડ ભરી એ નીલાવનહે; નંદ. ૧
લટકાળો છોગાળો સ્યામળીઓ, દીલ રીઝયો દુઃખ નસાવનહે. નંદ. ૨
રસીઓ વસીઓ આઇ અંતરમેં, મુને પ્યારો અતિ જુગ પાવનહે. નંદ. ૩
**નથુરામ**ને કામ પર્યો ઈનસેં, ભુદરજી મેરે મન ભાવનહે. નંદ. ૪

## પદ. ૩ જું.

મનમાન્યું નટવર નંદનસેં, અલબેલનસેં આઇ અટકરહે; ટેક.
નીરખું હરખું દીક દ્રીગન ઠરે, લલચાણુ બાળ મુકુંદનસેં. મન. ૧
અન્ય વાત વિધાત અતિ અમને, મને ગોષ્ટિ ગમે ગોવિંદનસેં; મન. ૨
રંગ રૂપ તરંગ અંગ એક ભયે, ભીન્ન બાશ નહીં કાંઈ ચંદનસેં. મન. ૩
**નથુરામ**ની સ્યામને સુરત લહી, જગ જીત ભયી વ્રજ વ્રંદનસે; મન. ૪

## પદ ૪ થું.

રંગ લાગ્યો મોહનલાલનસેં, પચરંગી તનપર ભાત પરી; ટેક.
સુની બંસી ધુની બન સાંચરીઆં, મોસે ખુબ લગાડી વાલ ખ્યાલનસેં. રંગ. ૧
લાગી લગ્ન મગ્ન સદા રહું મનમેં દીલ રીઝયું દીન દયાલનસેં રંગ. ૨
નિત્ય વેદ અભેદ વદે જીનકું, વન ગોધેન ચારે ગ્વાલનસેં. રંગ. ૩
**નથુરામ**ની સ્યામને સુરત લહી, સબકાજ સર્યે જગપાલનસેં. રંગ. ૪

## પદ. ૧ લુ.

## રાગ સોરઠ.

તેરો કુબ્જાસેં દીલ રાજી, અમસેં ન બોલનાં મહારાજ. એ રાગ

પ્યારી લટક ચાલ જોઇ લાલ, રંગે લુબ્ધ રહીરે; ટેક.
ધીરા રહી પદપંકજ ધરતા, ગ્વાલ બાલ સંગે સંચરતા;
મીઠા બોલા દીઠા, બંસીકર ગ્રહીરે; પ્યારી. ૧
નીકો નટવર વેષ બનાઇ, ચતુરાં ચિંતને લીઓ ચુરાઇ;
નવલે રંગે સંગે, વિનતા વશ વહીરે. પ્યારી. ૨
તુમહો શ્રી વ્રન્દાવન વાસી, મેં હું વસાણા ગામ નીવાસી;
કહો કાંહાંકી પ્રીત, રીત ન જાય કહીરે. પ્યારી. ૩
**નથુરામકી** હું ભણું ભલેયાં, દો કર લેકર લેત બલેયાં;
ખાંત ભરેલી ખેલી, રસ બસ ભીંજ રહીરે. પ્યારી. ૪

## પદ ૨ જું.

વાલા લાગોછો વ્રજ રાજ, અમઘેર આવતારે; ટેક.
મરમાળા મોહન મન ગમતા, રસીઆજી આવો રમઝમતા;
લાલ લહેરી ઘેરી બંસી બજાવતારે. વાલા. ૧
પીળાંતો પીતામ્બર પહેરી, કાંતિ મેઘ ઘટા જેમ ઘેરી;
બંકા નેણાં વંકાં જુગતિ જણાવતારે. વાલા. ૨
મોર મુગટ માંહી મણિયો ઝળકે, મકરાકૃત કુંડળતો લળકે;
જાણી મીઠી વાણી, હસીને બોલાવતારે; વાલા. ૩
પ્રેમ ધરી પરમાણો પ્યારા, ઘડીએક પલ નહીં મેલું ન્યારા;
દાસ **નથુના** નાથ લાડ લડાવતારે. વાલા. ૪

## પદ ૩ જું.

તમને દેખીને દીલજાન, ઠરેછે છાતડીરે; ટેક.
સજ્જનફુલડે સેજ સુધારી, શોભિત અંગ આભુષણ ધારી;

ન્યાળીને વનમાળી, જોઇ રહું વાટડીરે. તમને. ૧
મુખ દેખી સુખ ઉપજે અમને, તનમન ધન લેઇ સોંપ્યું તમને;
જાણો અપની માણો, રંગભર રાતડીરે. તમને. ૨
મનમથ માન ગર્વને ગાળું, લળી લળી મધુરૂં મુખડું ન્યાળું;
ચાખું રસ ને દાખું, દીલની વાતડીરે. તમને. ૩
રૂપમાં રૂપ સમાણું મારૂં, અનહદ પરાક્રમ પીયુ તમારૂં;
**નથુરામ** એ કામ, ભલી રંગ ભાતડી રે. તમને. ૪

## પદ ૪ થું.

મનના માન્યા મોહનલાલ, આવો રસ માણવા રે. ટેક.
આવોને અલબેલા વાલા, ઘોળી પાવા પ્રેમ રસના પ્યાલા;
દાસી રસની પ્યાસી, પ્રીત પ્રમાણવારે. મનના. ૧
તમ સંગે મન માન્યું મારૂ, નાથ નીમક નથી રહેતું ન્યારૂ;
હારો નહીં ક્યાંઈ થોરો, હરિ ઉર આણવા રે. મનના. ૨
મુખડાની લાગી છે માયા, કેમ કરૂં જસોદાના જાયા;
કાના નટવર નાના, જનસુખ જાણવા રે. મનના. ૩
પ્રેમાતુર ધન્ય ધન્ય વ્રજનારી, લાડ લડાવે શ્રી કુંજ વિહારી;
**નથુરામને** નિત્ય, ગુણ વખાણવા રે. મનના. ૪

## પદ ૧ લું.

કાના કાંકરડી મત મારો, મારી ગાગરડી નંદવાશે; એ રાગ.
કાના અંગડું તે મત મ્રોડો, કોમળ તનડું તે કુમળાશે;
તનડું તે કુમળાશે, મારી ચંપક માળ ચોળાશે. કાના. ટેક.
હાથ મ ડારો હેડે નટવર, નવરસ હાર તુટે;
મોતી ફટકીઆં ફૂટે, બંકા અચકાય છે અંઓડો. કાના. ૧
લુબ્ધો ઝુંબો રીતે રસીઆ, કાંક દયા દીલ આણી;
ચતુરને શું કહીએ, તાણી પ્રીતડલીકાં તોડો. કાના. ૨
પીતળ તો પીતલડી, સોનું સગપણ સુખડાં નાનાં;

પ્યારાં નહીં પોતાનાં કાના, મિથ્યા મનનો દોડો. કાના. ૩
કમળ નયન શ્રી કૃષ્ણ મોરારિ, રાધા રંગે ગોરી;
**નથુરામ** રહો અવીચળ જોડી,માંડ મળ્યા મત છોડો. કાના.૪

## ધોળ.

પ્રભુજી આવ્યા પરોણલા, ઘેર આવોને. એ રાગ.
વશીકરણી વ્રજનાર, રાધે રંગે ભરી;
એના ગુણ તણી બલહાર, રાધે રંગે ભરી. ૧
રસીક શિરોમણી રૂપ, રાધે.શુભ ચંપક વરણ સ્વરૂપ; રાધે.૨
સોહાએ સુંદર શૃંગાર, રાધે. સર્વ સખીયોની સરદાર. રાધે ૩
સદ્‌ગુણનો ભંડાર, રાધે. જેને હરિ તે હૈડાનો હાર. રાધે. ૪
કળા અનંત અપાર, રાધે.વશ કીધા તે કુંજ વિહાર રાધે. ૫
મોહાં બોલી નેણ કુરંગ, રાધે.હૃદે રાજે તે પ્રેમ તરંગ. રાધે.૬
કામ કળા પ્રવીણ, રાધે. એને રંગે રીઝયા સુખદેણ. રાધે. ૭
કળાવતી કહીએ માત, રાધે. વૃષ ભાન આહિર એનો તાત. રાધે. ૮
પામી તે પુરણ કામ, રાધે. એનો વાસ વસાણું ગામ. રાધે. ૯
કાનો કરે તે જેનું કેણ, રાધે. જેનાં નેહ ભરેલાં નેણ. રાધે. ૧૦
પ્રભુશું પડી જેને પેર, રાધે. રૂઠડાને મનાવી લાવે ઘેર.રાધે. ૧૧
ધન્ય ધન્ય રાધે સ્વામ, રાધે. બલજાવે દાસ **નથુરામ**. રાધે.૧૨

## રાગ રામગ્રી.

કોણરે સમાના કામની, દત્ત ફળીએલ રામ; એ રાગ.
પ્રોડીએ શું આવ્યા પ્યારા કાનજી, રજની ક્યાં રમીઆવ્યા; ટેક.
રટતાં તે રજની વહી ગઇ, દિલમાં દયા નવ લાવ્યા; પ્રોડીએ. ૧
શૃંગાર ધરીને સજ થઈ, શેરીએ ફુલડાં વેરાવ્યાં;
પુષ્પે તે પલંગ રચાવિયો, સુગંધ સરસ છંટાવ્યાં. પ્રોડીએ. ૨
વાટડી જોઇને હું વટ વટુ, હજુ હરિ કેમ નાવ્યા;
વિશ્વાસે વળગી રહી, ચોયે દશે દીપ અજવાળ્યા; પ્રોડીએ. ૩
ચાર પહોર રજની વહી ગઈ, વાણું વાયે શું આવ્યા;
**નથુના** શ્વામી શામળા, કહોને કેણે ભરમાવ્યા. પ્રોડીએ. ૪

## રામગ્રી ૨ જી.

ભામની કોણે ભરમાવીઆં, ગુણ ગારી તું ગુજરીયાં; ટેક.
આઠે જામ હું અહીં વસું, નીમક ન્યારો નહીં નાગરીઆં; ભામની. ૧
રસીક શિરોમણી રાધીકા, તુજ પાખે કોણ કામનીઆં;
સોગન ખાઈને સાચું કહું, વિવેક ને કેમ વિસરીઆં. ભામની. ૨
અંધારી રેણ અલએલડી, ઓઢી આવ્યો કાળી કામળીઆં;
પ્રેમ જોતાં ને પોઢી ગયો, નફટ આગઈ નિંદરીઆં; ભામની. ૩
કષ્ને બતાવી કાળી કામળી, શામનાએ દીઠી ચુંદડીઆં;
નથુ કહે રોષે ભરી રાધીકા, સામળાના બોલ સાંભરીઆ. ભામ. ૪

## રામગ્રી ૩ જી.

જીવન બોલોશું જુઠડું, જુગ્તિ સરવે મેં જાણી. ટેક.
ચોરી હતી તે છતી થઈ, નશાં મળીછે નિશાણી. જી૦ ૧
લાલગુલાબી છે આંખડી, ઘાયલ દીસે ઘેરાણી;
પાઘના પેચ ક્યાં છુટીઆ, ફુલડાની માળા ચોળાણી. જી૦ ૨
પીતાંબર સાટે લાવ્યા પાંમડી, અંતર લાજ કાંઈ ન આણી;
વાંસળી ક્યાં વીસરી ગયા, પાયે છો અણવાણી. જી૦ ૩
રંગભર રજની કયાં રમ્યા, અંગડે ઉમંગ આણી;
શોકડલીએ સુખ ભોગવ્યાં, મારે વિજોગી વિહાણી. જી૦ ૪
નહીંરે બોલું દીનાનાથજી, જુઠાબોલા લીધા જાણી;
વિપ્ર નથુના નાથશું, રાણી રાધે રીસાણી. જી૦ ૫

## રામગ્રી ૪ થી.

રોષ ન ધરો રાણી રાધીકા, કેણ તમેં માનોને મારૂં; ટેક.
સામનાજી સમખાઇને કહું, નિશદીન ધ્યાન તમારૂં. રોષ. ૧
અવિનાશી આદ્ય તું છો સદા, અક્ષર ધામ તમારૂં;
ભક્તિસ્વરૂપે તું ભામની, તનવંગી તન તારૂં. રોષ. ૨
અમને ભજે મર ભાવથી, તેને કેદીએ ન તારૂં;
રાધીકા નામ ઉચ્ચારતાં, અઘના ઓઘથી ઉગારૂં. રોષ. ૩

તમે ન બોલાવો ત્યાં જઈ વસું, ઊંચ નીચ કાંઈએ ન ન્યાળું;
અતુલ પરાક્રમ તાહરૂં, કહ્યું હું પ્રેમથી પાળુ. રોપ. ૪
નિજરૂપ નિહાળીયું નાગરી, નાથથી નવ દીઠું ન્યારૂં;
રાધે ગોવિંદ રંગે રમે, **નથુ** નિત્ય રૂદીએ ધારૂં. રોપ. ૫

## રાગ પ્રભાત.

નમો નમો નમસ્કાર, પાવલીકું દેવા. એ રાગ.
નીરખી પ્રેમે પરખી હેડે, હરખી રાધે પ્યારી. ટેક.
શ્યામ સ્વરૂપ, અતિઅનુપ, રૂપ છબી ન્યારી;
ગુણ સદન સુંદર વદન, મદન મોહ હારી. નીરખી. ૧
મુક્તામાળ નેન રસાળ, ભાળ ભ્રગુટી ભારી;
ગુન ગ્રામ પુરન કામ, શ્યામ સુખકારી. નીરખી. ૨
બંસીબટ જમુનાત્રટ, પટ પીત ધારી;
નંદલાલ કરત ખ્યાલ, ન્યાલ ભયી નિહારી. નીરખી. ૩
મોરલી ધારી કુંજ વિહારી, વારી વાર વારી;
**નથુરામ** સરે કામ, શ્યામ ઉરધારી; નીરખી. ૪

## પદ ૨ જું.

આજ આનંદ ઓઘ વળ્યા, અપને અપની જાણી. ટેક.
એકાંતે મળીઆ અલબેલો, પ્રેમની પ્રીત પિછાણી. આ૦ ૧
અધિક સુખની શી કહું મેં, વાત ન જાય વખાણી;
મોરલીધર મહારાજ કેરા, રૂપમાં લોભાણી. આજે૦ ૨
સામળી સુરતી માધુરી મુરતી, મુખ મધુરી વાણી;
જુગ્તિ જાનનહાર જીવન, પ્રીત રીતે પ્રમાણી. આજે૦ ૩
અંતરજામી અઢળક ઢળીઆ, વિરહ વ્યથા ન સાણી;
દાસ **નથુ** ધન્ય દેવ મોરારી, શામસંગે સુખમાણી. આજે૦ ૪

## પદ ૩ જુ.

આજ આનંદ ઓઘ ઉલટ, રસીઆશું રંગે રમી. ટેક.
માધુરી મુરતી રૂપ મનોહર, છબી ચિંતમાં રહીસમી. આ૦ ૧

સુખડું અતિ અલૌકીક આપ્યું, કશી ન રહી કમી:
મનની આશ પુરી માવે,ગોવિંદને મન હું ગમી. આજ૦ ૨
પરવશ થઈછું પ્રેમ સ્નેહે, રોમે રોમે વાલો રહ્યો રમી;
નીમકન્યારો નાથ ન મેલું,વિજોગ વાત નજાય ખમી. આ૦ ૩
સામળીએ મારો જન્મ સધાર્યો, જીવનશું રમીજમી;
દાસ **નથુ** ધન્ય દેવ મોરારી,સુરતી રહી ચિંતમાં સમી. આ૦ ૪

### પદ ૪ થું.

આજ મારૂં ભાગ્ય ઉદે થયું, આનંદ લહેર લાગી. ટેક.
મોહનજી મારે મોલે પધાર્યા, શામળીયો સુવાગી. આજ૦ ૧
સૌથી અધીકી કીધી છબીલે, જીતની નોબત વાગી;
સગપણ કીધું શામળીયાશું, લાલશું લગન લાગી. આજ૦ ૨
ઊગ્યો રવી મારે મટયું અંધારૂં, જીવન જોયા મેં જાગી;
અટપટી ટળી અંતર કેરી,ભય ભર્મના મારી ભાંગી. આ૦ ૩
મનમાન્યું નંદલાલની સંગે, અન્ય આશ ત્યાગી;
દાસ **નથુ** ધન્ય દેવ મોરારી, મેં સુખ લીધાં માગી.આ૦ ૪

---

# भक्तिस्वरुपि राधीकानी स्तुती.

### પદ ૧ લું.

નમો નમો નમસ્કાર પાવલિકું દેવા. તે રાગ. ઉપર પ્રમાણે.
ભાવનિ જુગ પાવની સો, ભક્તિ ભગવંતની. ટેક.
સત્ય જાણી લે પ્રમાણિ, વાણી ગુણવંતની. ભાવની. ૧
તજ્ય તાન મેલ્ય માન, સાન ગ્રહિ લે સંતનિ;
જાય ભ્રાંત્ય થાય નિરાંત્ય, સ્વાંત્ય જે મહંતની. ભાવની. ૨
જાણે જાયા સુખછાયા, માયા એ અનંતનિ;
આવે જાય ફેરાખાય, થાય જાત્ય જંતની. ભાવની. ૩
સુખસ્યારી લ્યે ઉગારિ, પ્યારિ પ્રેમ પંથનિ;
**નથુ** એજ લાભ લેજ, તેજવંત તંતની. ભાવની. ૪

## પદ ૨ જું.

ભક્તિભારી ગુણ હજારી, કૃષ્ણ પ્યારી છે સદા. ટેક.
ભવ દુખ જાય રૂખ, સુખ થાય સર્વદા. ભક્તિ૰ ૧
પાપ વ્રાત પામે ત્રાસ, વાસ જ્યાં કરે સદા;
આપોઆપ જપે જાપ, માપ એહિ મોક્ષદા. ભક્તિ૰ ૨
બ્રઈ આદ્ય દુરારાધ્ય, સાધ્ય કરે સુખદા;
અષ્ટસિધિ નવનીધી, વિધિ કીંકરી તદા. ભક્તિ૰ ૩
સ્નેહે કરી રીઝે હરી, ફરી કષ્ટ નહી કદા;
**નથુરામ** શાંય શ્યામ, કામ ધામ દામદા. ભક્તિ૰ ૪

## પદ ૩ જું.

કામ ધામ દાઇસા, મંજુલ મુક્તિદા સદા. ટેક.
કૃષ્ણે કેવે સંગ રેવે, સેવે સંત નીર્મદા. કામ૰ ૧
દુર્લભા સો વલ્લભા, પ્રભાકરા તે નીત્યદા;
મન ઇંધિ ચિતશુધ, બુદ્ધિ જ્ઞાનવિ તદા. કામ૰ ૨
ગ્રહાસક્ત થાય વિરક્ત, ભુક્તભાવ નઇ કદા,
જાણે સંત હંસ મહંત, તંત તાયરો તદા. કામ૰ ૩
નિર્વાણિ સો લે પ્રમાણી, જાણી જુગ્તિને જદા;
**નથુરામ** નિષ્કામ, ઠામ સ્થિર દાનદા. કામ૰ ૪

## રાગ દેવગંધાર.

રાજને ભરોંસે હુંતો રેન સારી જાગી. એ રાગ.
અતિ આળીગાળો તેરો, કાન કારો પ્યારો. ટેક.
કરગરી કહીએ મૈયાં, કાંઇ કહી વારોરે.
કહેશું ત્યારે કડવાં થાશું, વાંક શો અમારોરે. અતિ. ૧
દધિ મયનાં માટ ફોડયાં, ધર ધાટ ટાળ્યોરે;
માંકડાં મંદિરે પુર્યા, નીક આવી ન્યાળોરે. અતિ. ૨
વાટે ધાટે રોકે વાલો, નીમક નહીં ન્યારોરે;
હાર તોડે બૈયાં ઓડે, બોલીને લુગારારે. અતિ. ૩

જસોદા કહે લાવો તમેં, એવો શું અટારોરે;
**નથુરામ** સ્યામ મારે, તાહારો પતિઆરોરે. અતિ. ૪

## પદ. ૨ જું.

હાથમાં લકુટી રાધે, ચોંપે કરી ચાલી; ટેક.
સાહેલી સૌ સંગે લીધી, હુંઢે મતવાલીરે;
ઘેર ઘેર ધુમે કોઇએ, દીઠા વનમાળીરે. હાથમાં. ૧
વત્સ છોડી શીંકાં તોડી, ગોળી વણસાળી;
કરમાં માખણ પીંડો, જોરે લીધા ઝાલીરે. હાથમાં. ૨
બાવડું બીજાનું દેઇને, સ્યામ ગયા ચાલીરે;
જસોદાની આગે લાવ્યાં, હસ્યાં માતા ભાળીરે. હાથમાં. ૩
સન્મુખ સ્યામ બેઠા, નારી જુએ ન્યાળીરે;
**નથુરામ** નાગરી સૌ, હંસી લીએ તાળીરે. હાથમાં. ૪

## પદ. ૩ જું.

જુઠાને કયાં ઝાલું મૈયા, છેલ તારો પ્યારોરે; ટેક
પાણીને જાઉં ત્યાંતો, આવી રોકે આરોરે;
અટપટી બોલી કરે, કાંકરીનો ચાળોરે. જુઠા. ૧
શેરીએ તો સામો આવે, ચિર ઝોંટે મારોરે;
ઢંગવિના દોડી બાઝે, જોરથી જુગારોરે. જુઠા. ૨
મંદિરે પેસીને મૈયા, ધુંધવે ધુતારોરે;
વાદ કરે વાંકાં બોલે, ઘરથી છે ધારોરે. જુઠા. ૩
કર પિંડો આજ આણ્યો, છળ કીધો સારોરે;
**નથુરામ** સ્યામ હરિ, દાસ મેં તુંહારોરે. જુઠા. ૪

## પદ. ૪ થું.

**જુઓને જસોદા મૈયા, આળ બોલે બાળીરે. ટેક.**
**આજ જેવું દીઠું મૈયા, તેવું લ્યો સંભાળીરે;**
**જુઠા બોલી જોર કરી, દાડી દીએ ગાળીરે. જુઓ. ૧**

છાશતો તણાવે દાડી, જોરે મતવાલીરે;
થાકી જાતાં હેઠા બેસું, ભઠે મુને ભાળીરે. જુઓ. ૨
સર્વ સખીયો માંહીં, રાધે મરમાળીરે;
નૃત્ય કરાવે પોતે, નીક રહે ન્યાળીરે. જુઓ. ૩
જોર કરી ઝોંટી લીએ, મોરલી રસાળીરે;
**નથુ** નિત્ય નવી લીલા, નેહે લેઉં ન્યાળીરે. જુઓ. ૪

## પદ. ૫ મું.

સર્વે ધુતારી મેરો, લાલ ભયો નીકો; ટેક.
જુઠું તે શું બોલો ગોપી, સ્યાંમ હજી ચિકોરે;
લોભનો નહીં લેશ રાધે, શીદ તોડે શીંકોરે. સર્વે. ૧
નવલખ ધેનું દુઝે, વાસછે નીધીકોરે;
કાનને નહીં તૂટો કાંઈ, દહીં દૂધ ઘીકોરે. સર્વે. ૨
સ્યામ છોટો સાથ એકો, બોલ પડયો ફીકોરે;
વાંક મેં તમારો જાણ્યો, નહીં હરજીકોરે. સર્વે. ૩
માતા કાન મુખ દેખે, સુખતો અધિકોરે;
**નથુરામ** મન માંહીં, આનંદ અધિકોરે. સર્વે. ૪

## પદ ૬ ઠું.

સુણોને જસોદા મૈયા, નીક મતી તોરીરે; ટેક.
ગુણવંતો ગીરધારી, જુઠી સર્વે ગોરીરે;
સર્વ જણાશે જ્યારે, થાય ઘેર ચોરીરે. સુણો. ૧
છળી બોલે સાચું માનો, મૈયાં મતિ ભોરીરે;
અવગુણ અમમાંહીં, બોલું શું બહોરીરે. સુણો. ૨
ઉન મુન રહીએ અમે, અબ કયા કરોરીરે;
બહાર થતાં ઘેર થશે, ધીરાં મૈયાં મોરીરે; સુણો. ૩
વલોણાંની વેળા સૌ, ઘેર ગઈ ગોરીરે;
વિપ્ર **નથુ** વિનવેસો, દોઉ કર જોરીરે. સુણો. ૪

## પદ. ૭ મું.

વલોણાં વલોવે મૈયા; ભોર ભયે ભોળી; ટેક.

ત્વરા કરી તાણે ગોપી, મથે ભરી ગોળીરે;
કીર્ત્તિ કૃષ્નની ગાવે, હરખે હીંચોળીરે; વલોણાં. ૧
આડો કરી અલબેલો, ઉભા ઝાલી ગોળીરે;
ધવરાવો મુને માડી, બોલે આંખો ચોળીરે. વલોણાં. ૨
પય પાન કરાવું કાના, વલોણું વલોળીરે;
પ્યારા પછી આપું તને, માખણને પોળીરે. વલોણાં. ૩
વેગળો રહે વારૂં વાલા, ગીર જાશે ગોળીરે;
**નથુરામ** લીલા રસ, પીઉં નિત્ય ગોળીરે. વલોણાં. ૪

## પદ ૮ મું.

વલોણાં વેળાએ વાલે, ખેલ કીઓ ભારી; ટેક.
લાલજીને રોતા જાણી, પુત્ર પ્રેમ પ્યારીરે;
પયપાન કરાવે મૈયા, ઊમંગ અપારીરે. વલોણાં. ૧
પય પાકે ચુલે નાના, આવું હું ઉતારીરે;
કાનો કહે ભુખ્યો હજી, માત ગયાં ચાલીરે. વલોણાં. ૨
સુત પેંછે પય વહાલું, ખીજ્યા ગીરધારીરે;
દ્દશદ લઈને ડાર્યો, ગોળી વણસારીરે. વલોણાં. ૩
બાળે ટોળી બોલાવી કહે, મહીપલ પ્યારીરે;
બોલાવો બીજાને આજ, મીજમાની મારીરે. વલોણાં. ૪
ઢુંકડાં થઈ ઢુંક્યાં ત્યાંતો, માંકડાં હજારીરે;
**નથુરામ** લીલા ગાઈ, જાણી બલ હારીરે. વલોણાં. ૫

## પદ ૯ મુ.

લૂટાલૂટ મૈડા કેરી, ભયી બહુ ભારીરે; ટેક.
લીઓ લીઓ પાઓ પાઓ, કહત મોરારીરે;
આનંદ બન્યો છે આજ, નાવે વારી વારીરે. લૂટાલૂટ. ૧
ખાય ખવરાવે ફેંકે, પીંડા જ્યું ઝુંઝારીરે;
હસેને હસાવે, ગુણવંત ગીરધારીરે. લૂટાલૂટ. ૨
મહીસિંધુ રેલ્યો માંહી, કરી જ્યું વિહારી;

કુતોહળ જાવા કાજે, મીલી વ્રજ નારીરે. લૂટાલૂટ. ૩
માતાને જસોદા એવો, ખેલ જુવે ન્યાળીરે;
**નથુરામ** ભીડ માંહી, ગોળી ન નિહાળીરે. લૂટાલૂટ. ૪

**પદ ૧૦ મુ.**

લીલાને ન્યાળીને મૈયાં, પ્રેમ સુખ પાયોરે; ટેક.
પુરવને ભાગ્યે મારે, કાન કુખે આયોરે;
વ્રધને પણામાં આજ, આનંદ સવાયોરે. લીલા. ૧
મોદ અતિ મન માંહીં, જાત ન સમાયોરે;
સુખનો સાગર રેલ્યો, રતન નિપાયોરે. લીલા. ૨
મહીને કેરો માવે, કીચ તો મચાયોરે;
વ્રજજન ઝાંખી કરે, માવો મન ભાયોરે. લીલા. ૩
જયજય કરીને સૌ, નેનસુખ પાયોરે;
**થુનરામ** લીલારસ, હૃદયે સમાયોરે.

**પદ ૧૧ મું.**

ન્યાળી નિજ ગોળી મૈયાં, રોષ ધરી દોડીરે; ટેક.
નાઠા કાન વાંસે મૈયાં, દોડત બહોરીરે;
નાસીને કયાં જશો કાના, કરી ઘર ચોરીરે. ન્યાળી. ૧
સાચું આજ જાણ્યું જેહી, કહેતી રાધે ગોરી;
બાંધું બળવંતા તુને, દામણાં ને દોરીરે. ન્યાળી. ૨
યોગી મન પહોંચે નહીં, ધ્યાનને ધરોરીરે;
સુત જાણે શિઘ્ર ચાલે, મૈયા મતિ ભોરીરે. ન્યાળી. ૩
શ્રમ જાણે હાથ પડયા, લીઆ મૈયાં ઓરીરે;
**નથુ** એહી સુખ માંહીં, ચિત લીનો ચોરીરે. ન્યાળી. ૪

**પદ ૧૨ મું.**

દામે કરી રોષે ભરી, બાંધે મૈયાં તાણીરે; ટેક.
અંગુલી બેઊ ન દીઠું, અન્ય સાંધે આણીરે;
એક બીજું ત્રીજું ચોથું, સાંધે ઊન જાણી. દામે. ૧

અખિલ વ્રજના દામે, ઊન છે એધાણીરે;
દામ વિના ગામ કીધાં, બંધાણા નહીં પાણિરે. દામે. ૨
દયાવંતે જાણ્યું નિજ, મૈયાં અકળાણીરે;
અણું માત્ર દામણેસો, બૈયાં તો બંધાણીરે. દામે. ૩
ઊલ્લુ ખળે દામ સાંધ્યું, શિશુ મતિ આણી;
**નથુ** શામ કેરી કોઈએ, માયા નવ જાણીરે- દામે. ૪

## પદ ૧૩ મું.

ભક્તને આધિન સદા, જીવન ને જાણોરે; ટેક.
જેને વશ ચરાચર, પ્રપંચ પ્રમાણોરે;
નસી પ્રોત વૃશ જેસે, વહેસો વિંધાણોરે. ભક્ત. ૧
જપ તપ ધ્યાને લક્ષ, લેશ ન જાણોરે;
પ્રેમ વશ પ્યારો સદા, દામણે બંધાણોરે. ભક્ત. ૨
રમેને રમાડે વાલો, રીતથી રીઝાણોરે;
**નથુરામ** લીલારસ, હૃદયે સમાણોરે. ભક્ત. ૩

## પદ ૧૪ મું.

રિંખતો ને રંગ ભીનો, રૂખ નીક આયો; ટેક.
યમલા અર્જુને જબ, સ્પર્શજ પાયોરે;
પરે ભુમિ ધર્યે રૂપ, સ્વરૂપ સવાયોરે. રિંખતો. ૧
દોઉ કર જોરી આઈ, શિશ નમાયોરે;
સ્તુતિ કરે શ્યામ કેરી, જશ અતિ ગાયોરે. રિંખતો. ૨
કુબેરના સુત અમે, અતિ મદ આયોરે;
નારદની દયા હવી, પ્રેમસુખ પાયોરે. રિંખતો. ૩
નિજ ધામ સોંપ્યું નાથે આનંદ બઢાયોરે;
**નથુરામ** ગુણનામી, જસોદાનો જાયોરે. રિંખતો. ૪

## પદ. ૧૫ મું.

લાલને સો ઢુંઢે કોઇએ, દીઠો કાન કારો; ટેક.
ગ્વાલનીયો કહેછે, કીયાં ગયો ગુણગારોરે;

નંદને જસોદા કહે, પ્રાણથકી પ્યારોરે. લાલને. ૧
વજ્રને અંકુશધ્વજ, પદછે રિખારે;
જોતાં જોતાં ચાલ્યાં જન, જીહાં સુખ સારોરે. લાલને. ૨
બની વાત બાળે કહી, નાવ્યો પતિઆરોરે;
વ્રક્ષ પડ્યાં વચ્ચે કાનો, હરિએ ઉગાર્યોરે. લાલને. ૩
મૈયાં છોડી મૈયાં કહે, લાલ આળીગારોરે;
રક્ષા મંત્ર ભણે, રહેજો હરિ રખવારોરે. લાલને. ૪
નિરખે સૌ નેહે કરી, સાથ થયો સુખારોરે;
**નથુ** લીલારસ ગાવે, દાસ છે તુંહારોરે. લાલને. ૫

## પદ ૧૬ મુ.

નંદજી આનંદે વદે, લાલ લીલા ન્યાળી. ટેક.
ગર્ગ ગુરૂનાં વાક્ય, ચિત લીઓ સંભાળીરે;
અનહદ લીલા એની, લલિત રસાળીરે. નંદજી. ૧
નિધન કૈક દૈત્ય પામ્યા, ન્યાળી વનમાળીરે;
પતંગ જ્યું તન પાડે, દીપકને ભાળીરે. નંદજી. ૨
નીલકંઠે કહ્યું મુંને, તેની લાગી તાળીરે;
સ્યામધન સાચું મારે, છબી મરમાળીરે. નંદજી. ૩
ધન્ય માત તાત સાથ, ધન્ય વ્રજ બાળીરે;
**નથુ** ધન્યશ્યામ પ્રીત, પૂરવની પાળીરે. નંદજી. ૪

## દોહા.

લીલા રસના સ્વાદને, જાણે જાનનહાર;
**નથુ** થાય નિર્મળ દશા, વરતે બાવન બહાર. ૧
લીલારસ તો રસીક છે, સમજી લેજો સ્વાદ;
વણ સમજે કૈ કલ્પભર, પામશો પીડ વિશાદ. ૨

## પ્રભાતિ.

**જાગો મારે ગોકુળનાં ઘરેણાં કાન,વિઠ્ઠલ વહેલા જાગીએ. એ રાગ.**
**જાગો મારે છેલછબીલા કાન, માવા તારૂં મુખડું બીનલે વાન;**

જીવન સુતા જાગીએ. ટેક.
આળસ મોડી ઉઠો માધવ, બોલો અમ્રત વેણુ;
નીરખવા નંદલાલને, તલખે મારાં નેણ. જીવન. ૧
કાનજી કાળા મોરલી વાળા, શોભે ચંદ્રિકા મોર;
લટકાળા મારા લાલજીરે, તમેં જાગોને નંદકિશોર. જીવન ૨
અલબેલા આંગણીએ ઉભો, ગોવાળીનો સાથ;
વિહામા તમેં વેગે કરીને, જમી લો, દહીં ને ભાત. જીવન. ૩
પ્રાતઃભયો મન મોહન પ્યારા, જાગોને જદુરાય;
મીઠડાં તારાં મુખ જોવાને, માતુની મંગળ ગાય. જીવન. ૪
નેણે નીરખું ને હૈડે હરખું, અંગડે થાય આનંદ;
દાસ નથુના દેવ દયાળુ, ધન્ય ધન્ય વ્રજરાય. જીવન. ૫

## પદ ૨ જું.

જાગો તમેં લેરખડા નંદલાલ, જાગોવાલા વ્રજતણા શૃંગાર;
વિહામા વેલા જાગીએ; ટેક.
ઘેર ઘેરથી ગોવાલણી આવી, ગીત મનોહર ગાય;
પ્રેમ સ્નેહનાં મુખ દેખીને, અંગમાં આનંદ થાય. વિહામા. ૧
પ્રાતઃભયો હવે છેલ છબીલા, નિદ્રાળુ નંદ કિશોર;
દરશન કારણ તાકી રહે સૌ, ચંદ્રસેં જેમ ચકોર. વિહામા. ૨
નટવર તમને ન્યાળી જોતાં, દુઃખડાં દૂર પળાય;
લાડીલા મારે લાલજીરે, તારી છબી દેખી સુખ થાય. વિહામા. ૩
માતા જસોદાએ સાદ કરીને, જગાડીઆ વ્રજરાજ;
દાસ નથુના દયા કરીને, સારીઆં સર્વે કાજ. વિહામા. ૪

## પદ ૩ જું.

જાગો તમેં છેલ છબીલા શામ, જાગો મારા વ્રજ તણા વિશ્રામ;
વાલીડા વેલા જાગીએ. ટેક.
ઉઠો ઉતાવળા કાન ગોવાળા, આહિરીયાં અકળાય;
મોહન તારૂં મુખ દેખીને, દીલનાં દુઃખડાં જાય. વાલીડા. ૧

પ્રભાતે પંખીડાં બોલે, ઉભો ગોવાળીનો સાથ;
હળીમળી હળધરની સંગે, જુવે તમારી વાટ. વાલીડા. ૨
ગોપી સાથ શું ગીત મનોહર, રાધે મંગળ ગાય;
મતવાલી પ્યારી મર્મ કરીને, હાંસી કરી હરખાય. વાલીડા. ૩
માત જસોદાએ સાદ કરીને, જગાડીયા જદુરાય;
દાસ **નથુરામ** દર્શન કાજે, ગાઢે સ્વરે જશગાય. વાલીડા. ૪

## પદ ૪ થું.

જાગો મારે મીઠડા મોહનલાલ, જાગો તમેં ગુણવંતા ગોપાલ;
લાડીલા લાલા જાગીએ. ટેક.
પ્રાતઃ ભયો તમેં જાગો પ્યારાજી, વારી જાઉં વ્રજરાજ;
શોભિતો સૃંગાર ધરાવું, સરે સરવે કાજ. લાડીલા. ૧
પ્રીત કરી પકવાન પડાવ્યાં, વાની વિધના સ્વાદ;
મીસરી સહિત મેશુબ મેવા, પ્રેમે લીયો પ્રસાદ. લાડીલા. ૨
માખણ કેરાં માટ ભર્યાંછે, દધી દૂધ શું પ્યાર;
જમીલો, મારા પ્રાણનાજીવણ, વાલા ન કીજે વાર; લાડીલા. ૩
આળસ મોડીને ઊઠયા માવો, આનંદ મંગળ થાય;
રંગભીના સૌ ગોપને ગ્વાલન, લીલા હરીની ગાય; લાડીલા. ૪
ધન્ય વ્રન્દાવન ધન્ય એ લીલા, ધન્ય જસોદા માત;
દાસ નથુ ધન્ય દેવ મુરારિ, ધન્ય ધન્ય વ્રજ સાથ. લાડીલા. ૫

## રાગ વેરાવળ.

અલે તોરી લકરી, અલે તોરી કામરી, ગોધેન ચારન નહીં જાઉં મેરી મૈયાં, એ રાગ.

બળ માધુ જુકી નીકી મંગળ જોરી; ટેક.
મંગળ રૂપ જોવાને મનોહર, ઘર ઘરસેં ગોપી આવત દોરી. બળ. ૧
મંગલ ગાન કરે સબ સખીઆં, પ્રેમ મગન ઘુમે રાધિ ગોરી. બળ. ૨
બાજત ઝાલરી તાળ મૃદંગા, જય જયકાર અતિ શબ્દ ભયોરી.
બળ. ૩

**નથુરામ** મંગળ આરતિ ઊતારે, નીરખું છબી મન મોદ
બહોરી. બળ. ૪

### પદ ૨ જુ

રાધે ગોવિંદ મનોહર જોરી; ટેક.
મેઘ ઘટા ઘનસ્યામ સ્નેહી, દામની ઘુતિ જ્યું શામા ભયોરી; રાધે. ૧
શિતળ ચંદ્ર કિરણ છબીલો, ચતુરાંકી વાંકી દ્રષ્ટિ ભયીહે ચકોરી. રા૦૨
કલ્પ તમાલ રૂંખ અમ્રત વેલી, ગૌર કમળ ગુંજ ભ્રમર કરોરી. રા૦૩
**નથુરામ** કહે રહો અવીચળ જોડી, મુદિત મન રૂપ હ્રદયે ધરોરી. રા૦૪

### પદ ૩ જું

રાધેગોવિંદ લલિત જોડી રાજે. ટેક.
ચંપક વરણી ચતુરાં ગોરી, મેઘવરણ શ્યામ સુંદર સાજે. રાધે. ૧
સામનાને સોઈએ સોરંગી ચુંદરીયાં, પીતપટકુળ મોરમુગટ
બિરાજે. રાધે. ૨
ચંદ્રવદન ખળકે કર ચુડી, નટવર મુખે નિત્ય બંસરી બાજે. રાધે. ૩
**નથુરામ** કહે રહો અવીચળ જોડી, નીરખું હરખું મારે હ્રદયે
બિરાજે. રાધે. ૪

### પદ ૪ થું

જમોને જીવન પ્રાણ જુગતે જીમાવું. ટેક.
પ્રાણ આધાર પ્યારા પ્રેમ સ્નેહી,
માખન મીસરી બોત ખિલાવું. જમો. ૧
ઘીમાં ઝબોળી પોળી મેશુબ મેવા,
પય પાક મીઠો મોળો લાડું હું લાવું;
સાકર શેવ શિરામણી સુંદર,
દધિ ભાત જમો દૂધ છલક ચલાવું. જમો. ૨
જોઇએ તો માગી લેજો, જરા ન લજાવું;
પીઓ જળ ટાઢાં પ્રભુ, પ્રેમે હું પાવું;
મુખવાસ બીડાંપાન, લાલજી હું લાવું;

પરમાણો પ્યારા મુને, ભાવે મન ભાવું. જમો. ૩
લટકાળા લાલ આજ, લાડ લડાવો;
એકાંત સુખ અતિ, અનુભવે પાવું;
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર,
રસીક સ્વરૂપ મારે હૃદયે લગાવું. જમો. ૪

## રાગ ભૈરવ.

જીભલડીરે તને હરિગુણ ગાતાં, આવડું આળસ ક્યાંરે. એરાગ.
દેદે દાણ વૃષભાણ દુલારી, ઉભી રહે અલબેલીરે. ટેક.
દાણ ચોરીની આજ દાઝ ઉતારૂં, ઘણા દિવસની ચડેલીરે. દેદે.૧
ચોરી માટે તું ચંચળ થઈને, વહાણે ઉઠે વહેલી વહેલીરે;
અવસર જોઈ અલબેલી રાધે, વેચ્યા વળેછે સૌ પેલીરે. દે દે. ૨
સર્વે દિવસની સમજણમાંહી, મંદિર જાને માટ મેલીરે;
નહીંતો છુટી ગેડી ચાલતી કરૂંછું, વન વચ્ચે જાશે રેલીરે. દેદે.૩
રાધેશું ગોવિંદ વાદ કરંતાં, બનીછે આનંદ એલીરે;
**નથુ**નો શ્વામી નવલ સ્નેહી, પ્રીત ફળી ભવ પહેલીરે. દે દે. ૪

## પદ ૨ જું.

ડરતી નથીરે તારાં બંકાં નેણાં દેખી, જાણ્યો તું જન્મધુતારોરે ટેક.
રીતે રહેને કાના લાલચ મેલી, તીખો ગુણછે અમારોરે. ડરતી. ૧
ખરૂં લોઢું ને આરસપાણ કાના, નીર મથી મહી નહીં ઉતારે;
જાણ્યા વિનાનું જોર કરીને, બોલી કાં વેર વધારોરે. ડરતી. ૨
પ્યારા દેખી પરવશ ન થઇએ, જગતમાં જાશે પતિઆરોરે;
વેવલી નહીં હુંતો પરમ વિવેકી, અહીં અલાખો નહીં તારોરે. ડ૦૩
રસીક શિરોમણી રાધે પ્યારી, છેલ કનૈયા સુખ શ્યારોરે;
**નથુરામ** કહે રહો અવીચળ જોડી, ચરણે આવ્યાને ઉગારો. ડરતી.૪

## પદ ૩ જું.

ગર્વ ગંજન હુંતો છેલ કનૈયો, તારૂં તીખું તાન ઉતારૂંરે. ટેક.
વેણ વગાડીને વશ કરૂં રાધે, કામણે કરંડમાં ડારૂંરે. ગર્વ. ૧

અગ્નિથી આરસની ખાખ બનાવું, ચમકથી લોહને ગાળું રે;
નીરમાંથું નીર્મળું અમ્રત નીપાવું, પતિત જનને પાળું રે. ગ૦ ૨
પારકાં હોય તેને પોતાનાં કરીએ, જગતમાં જોર અમારૂં રે;
વિવેકી જન મારે વશ વરતેછે, વેવલી રહે હવે વારૂં રે. ગર્વ. ૩
કહેવું હોય તેને કહે જઈને રાધે, દાણ તું દેને અમારૂં રે;
**નથુરામ** કહે રહો અવીચળ જોડી, રૂપ હૃદામાં ધારૂં રે. ગર્વ.૪

## પદ ૪ થું.

દાણ લીધાનો તારે દોડ ઘણેરો, કોડ શું કરો કાના ખોટારે. ટેક.
લાંબી નજરે જુઓ લાડીલા, સ્યામસ્નેહી હજી છોટારે. દાણ.૧
જોર કરી નહીં જીતો જગજીવન, દાડીશું મેલો તમે દોટારે;
ઝરણા બડો છે જાપ જગતમાં, મનમાં મોદ મારે મોટારે. દાણ.૨
ભમર કટારી પ્રભુ નેણ તમારાં, ગુલાબડીનો છોડ મોટારે;
વિવેક ધરીને વળું ઘો મારા વાલા, બાશ ગ્રહીને તમે બોટારે. દા૦ ૩
આંગણ મોરી મારે અમ્રતવેલડી, સુખડાનો નહીં તોટારે;
**નથુરામ** નિત્ય નેહે કરી નીરખે, રાધે ગોવિંદનો ઝોટારે. દાણ.૪

## દાણલીલાની વડચડ.

સુવાગી સામરારે, જાણ્યો દાણી મેં સ્યામ શરીર;
પાતળીઆ પ્રીત લગાડી, હર્યાં તેં હૈડાંનાં હીર. ટેક.
અબળાની એલા આળ નકીજે, જાળવ જદુવીર;
જોર કરીને ઝોંટમાં કાના, ફાટે અમારાં ચીર. સુવાગી. ૧
ચીર ફાડીને સોરઠીરે, મોંઘાં મેનો વાળીશ ધાણ;
કંચુકિમાં કામછેરે, ચુંબી કરવાદેને એંધાણ;
ગોવાલન ગુજરીરે, તું દે દધિનાં દાણ;
છબીલી સામનાંરે તું મારછ મોહનાં બાણ. ટેક. ૨
એંધાણ કરનાર અવડોરે, તું ક્યાંનોછો અમીર;
બાવરો થઇને બળ કરે, તારી ઓછી જાત આહિર. સુવા૦ ૩
બાવરો નથી બહુ બોલકીરે, તું ભુલીગઈ છો ભાન;

હોય હેમાતી જો હોંશ હૈયામાં, આવ ઉભોખું મેદાન. ગો૰૪
હોંસ ઘણીછે હરજી, હેમ ન હોય કથીર;
જગડો કરી જીતીશ નહીં, તું તો ધારણ રાખને ધીર. સુવા૰૫
દંગ વિનાની ધીરપે, મુંને ગમતું નથી જ્ઞાન;
પહોંચે તો પરમાણિએરે, મારૂં નામ કોડીલો કાન. ગોવા૰૬
કાંઇ કોડીલા કાનજીરે, તુંને જાણ નથી જરીર;
કઠણ રાજછે કંસનુંરે, ખોટાં શીદ વલોવેછે નીર. સુવા૰૭
કંસ બિચારો કોણછે, તું તો જઇને કરને જાણ;
વન વચાળે લૂટશું, તારો શું કરશે વૃષભાણ. ગોવાલન.૮
બળ જાણ્યું બે બાપનારે, તું તો છાનો રહે સધીર;
મધરાતે મથુરાં તજ્યું, આવી ઉગરો નંદ આજીર. સુ૰
મેણાં દેમાં મુરખીરે, આતે અવડું શું ઉભરાણ;
દોકડો લેશું રોકડો, તું તો મેલ પડયું પરિયાણ. ગો૰૧૦
વાદ કરંતાં વિઠલા, મારાં ખારાં થાયછે ક્ષીર;
લાલચ મેલને લોભીયા, તુંને લાજ નહીં લગીર. સુ૰૧૧
લાજ શેનીછે રે લાડકી, તું મનમાં રાખેછે માન;
સરખાં સૌ સાહેલડી, પ્રેમ તણું પરમાન. ગોવાલન. ૧૨
ગોકુળ ગામના ગારૂડી, તુંને જાણ્યો ગુણ ગંભિર;
રંગ ભીના રૂડા રાજવીરે, તમે આવજો મારે મંદિર. સુ૰૧૩
માનુનીનાં વાલે માન મેલાવ્યાં, જીત્યા સુંદર શામ;
લીલા ન્યાળી લાલની, બલ જાવે **નથુરામ**. ગોવાલન. ૧૪

---

## રાગ રામગ્રી.

આજની ઘડીરે આનંદની, નીરખ્યા કુંજ વિહારી. ટેક.
મુરતી મનોહર માવની, રહીછું રૂદીયામાં ધારી; આજ. ૧
સામળું અંગ સોહામણું, કાને કુંડળ લળકે;
મસ્તક મુગટ સોહામણો, માંહીં મુક્તા ઝળકે. આજ. ૨
કંઠડે હાર કૌસ્તુભનો, પટ પીતામ્બર ધરીયાં;

બંસી બજાવે બહુ રાગની, દેખી દ્રીગન ઠરીયાં. આજ. ૩
ત્રીકમે જાણી પોતા તણી, માન ઘણાં મુંને દીધાં;
નથુના નાથના સ્નેહથી, સરવે કારજ સીધ્યાં. આજ. ૪

## પદ ૨ જું.

આજ આનંદની શી કહું, હરિએ હસીને બોલાવી; ટેક.
અઢળક ઢળ્યા મારો નાથજી, ભૂદરને મન ભાવી; આજ. ૧
નવલો તે નેહ જણાવીયો, તનડાનો તાપ સમાવ્યો;
દીલડાની દુબજા દૂર પળી, રશીએ રંગ રચાવ્યો. આજ. ૨
મનના મનોરથ પુરીયા, અંગે આનંદ વાધ્યો;
જે સુખને હું ચાહતી, સમો સરસ તે સાધ્યો. આજ. ૩
શીવ સનકાદિક શૂકજી, નારદ શારદ માણે;
જે રસ માણે વ્રજ વિનતા, તે સુખ સપને ન જાણે. આજ. ૪
ધન્ય ધન્ય વ્રજ નાગરી, પ્રેમ પદને પામી;
રંગે રીઝ્યા નંદલાલજી, નથુરામનો સ્વામી. આજ. ૫

## પદ ૧ લું.

હાંરે મારે કૃષ્ન જોયાના કોડ, સૈયર ચાલોને. એ રાગ.

હાંરે લાગ્યો શામળીઆસેં સ્નેહ, સૈયર શું કરીએ.
વર વીઠલ વરવાને કાજ, વ્યાકુળ થઇ ફરિએ. ટેક.
લાલચ લાગી લાલશુંરે, કામ ન સુઝે કાંઈ;
કામણ કીધું કારમું, એના રૂપમાં રહીછું લોભાઈ. સૈયર. ૧
પ્યારા સાથે જેને પ્રીતડી રે, વેગળું કેમ રહેવાય;
શામસંગે રંગે રમું રે, મારાં દુઃખડાં દૂર પળાય. સૈયર. ૨
શિરને સાટે છો શામળા રે, છેલછબીલા શામ;
ઘેલી કહે ઘરબારનાં, મારે નથી બીજાનું કામ. સૈયર. ૩
નીરખી ઠરે મારાં નેણલાં રે, અંગમાં આનંદ થાય;
નથુના નાથના સ્નેહથી, લહેરમાં લહેર સમાય. સૈયર. ૪

## પદ ૨ જું.

હાંરે મારા પ્રાણ તણા આધાર, અમઘેર આવોને;
લહેરખડા શ્રી ગીરધરલાલ, લાડ લડાવોને. ટેક.
વિશ્વાસે વળગી રહું રે, આવો અમારે ઘેર;
મન ગમતાં સુખ માણવારે, કરવાને લીલાલે'ર. અમઘેર. ૧
તમ અરથે હું ટળવળું રે, રંગ ભર રમવા રાસ,
પ્રેમ ધરી પરમાણીએરે, પુરો અંતરની આશ. અમઘેર. ૨
તાકી રહું તમ કારણે રે, નટવર નંદકિશોર;
રાત દીવસ નવ વિસરૂં રે, જેમ તે ચંદચકોર. અમઘેર. ૩
મોહન મંદિર આવીયા રે, ભાગી મનની ભ્રાંત;
નથુના નાથના સ્નેહથીરે, નિરભે થઈ છે નિરાંત. અમઘેર. ૪

## પદ ૩ જું.

હાંરે મુને આપ્યું અભેપદ દાન, સૈયર શામળીએ. ટેક.
સુખનો સાગર છળી વળ્યો રે, રાચિ હરિને રંગ;
દુરીજનથી ડરતી નથી રે, ચાલું શામ સ્નેહીને સંગ. સૈ. ૧
દુઃખના દિવસ વહી ગયા રે, આનંદ વાધ્યો અપાર;
ભાગ્ય ફળ્યું પેલા ભવ તણું રે, મારાં પુન્ય તણો નહીં પાર. સૈ. ૨
મનના માન્યા શું માલતાં રે, ઉલટ અંગ ન માય;
હરિવર કેરા હેતનું રે, મુખે કેમ કરીને કહેવાય. સૈ. ૩
રંગ ભીના શું રંગે રમી રે, ક્રષ્ણે પુર્યા કોડ;
નાથ નથુના દયા નિધી રે, ધન્ય ધન્ય નંદકિશોર. સૈ. ૪

## પદ ૪ થું.

હાંરે પામી પુરણપદને આજ, આ તન ઉડીને;
શું કરશે દુરિજન લોક, મુખડાં મરડીને, ટેક.
તનમન ધન ચરણે ધર્યું રે, બાકી ન રાખ્યું કાંઇ;
દાશી જાણીને દયા કરીરે, હાંરે મુને બળાચે ઝાલી બાંય. આ. ૧
પ્રેમ સ્નેહી પાતળો રે, પરમાણી આણીને પ્રીત;

ટાળી અંતરની આપદારે, હુંતો ભુલી સંસારીની રીત. આ. ૨
જાગ્રત સ્વપ્ન શુષુપ્તિ રે, ટળીઆ ત્રિવિધી તાપ;
ઉનમની અદ્વૈત હોઇ રહ્યું રે, અળપાણું આપમાંઆપ.આ. ૩
લવણ કેરી પુતળી રે, ભળી લવણ જળ માંય;
નથુ કહે નામ નેરો નહીં રે, ગયું રૂપમાં રૂપ સમાય. આ. ૪

---

## બીહાગડો.

પ્રભુ તારા બાનાની પતરાખ. એ રાગ.

ભજ મન રાધા કૃષ્ન હરિ. ટેક.
કેતા કલ્પ ભયો ભવ ભમતાં, તબ નર દેહ તેં ધરી;
મનુષ્ય દેહકો એહિ મહાફળ, ન્યાળી લે નયનાં ભરી. ભ૦ ૧
ઘટીત જાત ઘડી ઘડી પળ છીનત, ભજન લાભ ધરી(ડી);
ગુણગંભીર ગોપીવર ગાઇ લે, મમના મેલ પરી. ભ૦ ૨
ભવ બ્રહ્માદિ જાકો ભેદ ન જાને, રહત ધ્યાન ધરી;
જે પદ પામી વ્રજકી વનિતા, કળ તે કેને ન પરી. ભ૦ ૩
રસકી રીત તો ગ્વાલન જાને, ઠોર તે ત્યાંહી ઠરી;
દાસ નથુ કહે ધન્ય નટવર નાગર, ઉગારી કૃપા કરી. ભ૦ ૪

## પદ ૨ જું.

બલહારી બંકા વિહારીલાલ; ટેક.
સુંદર છબી શામ છેલ છબીલા, તનુરૂચ પત્ર તમાલ;
મોરમુગટ અતિ દીસે મનોહર, કલંગી કાજુ શોભાળ. બ. ૧
અધર દશન મુખ મીઠી મધુરતા, બોલે બંસી રસાળ;
કરનમેં મકરાકૃત કુંડળ, કૌસ્તુભ મુક્તા માળ. બ. ૨
પીતાંબર પટ ઘુતિ જ્યું વિઘુત, તિલક કસ્તુરી ભાળ;
ઊરૂ ઝંઘા જાનું અતિ અનુપમ, નખગણ લાલગુલાલ. બ. ૩
પદ પંકજ ભવ પોત પરાયણ, નીર ભયો મેં ન્યાલ;
દાસ નથુ ધન્ય નટવર નાગર, જેજે શ્રીબાલગોપાલ. બ. ૪

## પદ ૩ જું.

ભજ મન ભાવે શ્રીનંદ કિશોર; ટેક.
જપત જાપ તબ ઘટત પાપ, તબ હોઈ ગામ નઠોર;
શુદ્ધ ચિત્તસેં વૃત્તિ સાત્વીક, વાધે જરણા જોર. ભજમન.૧
શમ દમાદિક શૂરાકી ચોકી, ક્યું લૂટે કામાદિ ચોર;
શીલ સંતોષાદિ સંપત્તિ શોભે ત્યાં, મનમાયાનું ક્યું જોર. ભ. ૨
જ્ઞાન રવિ ઉજીઆર ભયો ત્યાં, ક્યું રહેવે નિશા નિહોર;
અમીત ગુનસેં ભયો ઉજાગર, કૃષ્નકું બાંધે પ્રેમદોર. ભ. ૩
શીવસનકાદિક ઓર બ્રહ્માદિક, ભજે જ્યું મેઘકું મોર;
**નથુરામ** કહે જેહિ ભજી નાગરિયાં, રીતહે વ્રજકી ઓર; ભ.૪

## પદ ૪ થું.

ધર એસો મોરલીધરકો ધ્યાન; ટેક.
હિમ્મત ધરી હરિ સ્મરન કરીલે, મેલીદે માન ગુમાન;
જીમીહે જલ અતિ મીનકું પ્યારૂં, ન્યારૂં પરે તજે પ્રાન. ધર.૧
જેસે તે નટવો નૃત્ય કરતહે, ગર્જી કરે મુખે ગાન;
ખેલ ખેલારીસેં ખુબ બનાયો, ચુકે નહીં સુરતાચે તાન. ધર. ૨
રાગ રસીકે મૃગ હોત જ્યું મોહવશ, સહત તનપર બાન(ણ.)
મણીકે કારણુ જેસેં મણીધર, પાડે પટકી પ્રાન. ધર. ૩
ધર્યો તન નર જતન કરીલે, ગીરાસેં કર હરિ ગાન;
દાસ **નથુ**ને દીજે દેવ મોરારિ, નામ રટણુ રૂપી દાન. ધર. ૪

## રાગ કાફી.

ભજીલેને સીયા રઘુરામ, સબ તેરો કાજ સરેગો, ભજી. એરાગ.
ધરીલેને ગીરધર ધ્યાન, સબ તેરો કાજ સરેગો; ટેક.
સદગુરૂ દેવ સદા સુખ દાયક, શુદ્ધ તો બતાવે એહિ સાન. સ૦ ૧
દયારે ધરમ પરમારથ પેખો, મેલી મન માન ગુમાન. સ૦ ૨
રસીક શિરોમણી વ્રજમાંહીં રાજે, નિજ જનકોહે હિતજાન.સ૦ ૩
**નથુરામ** કહે ધન્ય નટવરનાગર, ભલી છબી રંગભીનો.કાન. સ૦૪

## પદ ૨ જું.

કીધી મુને હાલ બે હાલ, સામરા તેં જાદુ ચલાયો. ટેક.
મુરતી મનોહર રૂપ રસાળું, ગુણગારા ગીરધરલાલ. સા૦ ૧
પ્રીયાસંગ પ્રીતકી લાલી લગીહે, અંખીયાંહે લાલગુલાલ. સા૦ ૨
છોટી ઉમર બહુ સ્નેહ બઢાયો, ખેલું ખાંતે કરી નવા ખ્યાલ.સા૦ ૩
**નથુરામ**કહે ધન્ય નટવરનાગર, ભલી મેંતો ભઈ આજ ન્યાલ.સા૦ ૪

## પદ ૩ જું.

લગારીહે નયનાંકી ચોટ, ઘનશ્યામે ઘાયલ કીની; ટેક.
ભ્રગુટિ કમાન ચડાઇ મુંને મારી, લગતાં મેં ભયી લોટપોટ. ઘ૦ ૧
ચલન ગતિ ઓર સુરતા મેં ચુકી, મન કરે દોટમ દોટ. ઘ૦ ૨
કાટ લે કલેજા મેરો ચિંત ચોરાયો,શિર ધર્યો મોહ કેરો મોટ.ઘ૦૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, તન કરે મળવાકો તોટ. ઘ૦ ૪

## પદ ૪ થું.

પીરે પટવાલે મેરે પ્રાન, અંખીઆંસે અલગા મ રહીયો; ટેક
અલગામાં રહીયો પીયા દૂર મત જઇયો, દીલદારા દીલકાહોજાન. અ.
તુંમ દરશન બિન તલખી મરૂંગી, કાનવર કરૂણા નિધાન. અં૦ ૨
મેંહું તુંહારી તુંમ શ્યામહો હમેરા, પ્રાનપ્યારા ચતુર સુજાન. અં૦ ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, ધરી રહું હ્રદે તોરો ધ્યાન. અં૦ ૪

## પદ ૧ લું.

રાગ લલીતા.

મુંને મારી કાંકરીયાં કાન, પાણીડાં કેમ કરી જાઉ; એ રાગ.
મારાં જોવાને તલખે નેણ, સુખદેણ સામળીયારે. ટેક.
જળજમુનાજીનાં ભરવાને ગયાંતાં, સામા મળીયા છેલ. સુખ૦ ૧
સાંકડીશેરીમાં મુંને સામા મળીયા, બોલી ન શકી મુખ વેણ. સુ૦૨
મેંરે જાણ્યુંરે મુંને શુંરે થયું છે, કોઈ ન માને મારૂં કેણ. સુ૦૩
**નથુના** સ્વામીને સંગે તે રમતાં, નવજાણે દિવસ કે રેણ. સુ૦

### પદ ૨ જું.

મુંને મારી કલેજામાંય, ગલોલી પ્રેમ તણી; મુંને. ટેક.
વ્રેહને વૈરાગે વેદના વ્યાપી, મળવાને મનડું લોભાય. ગલો૦૧
રંગ ભીને મુંને રોમેરોમે વીંધી, ચિત્તડામાં ચટપટી થાય. ૨
કામને કાજ મુંને કાંઈ ન સુઝે, મોહન ચરણે મન જાય.૦૩
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, સામરો મળે સુખ થાય. સ૦૪

### પદ ૩ જું.

મોહી કાનો કલેજા કોર, પલ ન્યારી કેમ તો રહું; ટેક.
દુર વસુંને મારો હેત ઘણેરો, જેમ તે મેઘને મોર. પલ. ૧
માધુરી મુરતીને નેહે ન્યાળું, જેમ તે ચંદ ચકોર. પલ. ૨
ગૌ ધેન ચાહત વચ્છ મેલનકું, ચકવા ચાહત મોર. પલ. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, સામરો છે ચિંતડાનો ચોર.૪

### પદ ૪ થું.

રંગરસીઓ શ્યામ શરીર, મનોહર મન ગમતોરે; ટેક.
જળ જમુનાંજીનાં ભરવાને ગયાંતાં, નીરખ્યાં શ્રી જમુનાંને તીર. મનોહર. ૧
શેરડીએ જાઊં ત્યાં સાન કરીને, શામે ગ્રાહ્યો મારો ચીર. મ૦૨
મંદિર જાઊં ત્યાંમરમ કરીને,હર્યા મારાં હેડાનાં હીર. મનો૦૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, જય હો જય જદુવીર. મ૦૪

### પદ. ૫ મું.

ખેલંતા શ્રી ગીરધરલાલ, મંદિર પધારોને; ટેક.
સખા મંડળી તેડી સંધાતે, કરતા નવલા ખ્યાલ. મં૦૧
અમારે આંગણે મોર્યો આંબલીયો,સ્વાદ શાખ રસાલ મં૦૨
અંતર જામીછો અલબેલા, પહોંડું સુખ પાલ. મંદિ૦૩
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, વરતો વર્યે શ્રી ગોપાલ૦૪

### પદ. ૬ ઠું.

હું તો ચાલું તમારે સંગ, છબીલા નેડો નહીં છોડું. ટેક.

રંગ કેસુંબલ ભાત પડી છે, નથી આતો રંગ પતંગ. છ૦૧
સ્યામ સંધાતે નહીં તેડો તો, તન કરીશ પતન. છબીલા. ૨
તમેં અમારે ને અમેં તમારે,અન્યો અન્ય પ્રેમ તરંગ. છ૦૩
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, રાચું તમારે રંગ. છબી૦૪

## પદ ૭ મું.

એમ વ્યાકુળ વ્રજની નાર, પીયા શું લાગી પ્રીતડલી; ટેક.
શિથળ ચિંત ને ઉમંગ અંગમાં, મન વસ્યારે મોરાર. પી૦૧
કોક કહે દરદેથી દુબલડી, કોક કહે ભૂત પ્રકાર. પીયા. ૨
અશન વસન વિસરી વનિતા, રસીયાશું રંગ એક તાર.પી૦૩
દાસ **નથુ** ધન્ય ધન્ય વ્રજ વનિતા, થઇ છે બાવન બાર. પી૦૪

## ગરબી ૧ લી.

આશ ભર્યા અમેં આવીયાં, મારા વાલા રમાડો રાસરે; એ રાગ.

કામણ ગારા કાનજીરે,
તારૂં કામણ કર્યું નવ જાયરે, કામણગારાજીરે; ટેક.
ઘાયલ કીધી મુંને ઘાટમાંરે,
હું તો ફરૂંછું હાલ બેહાલરે. કામણ. ૧
કામણ કરીને મારાં કાળજ કોર્યા ત્યારે,
ચિતડું કેમ રહે ઠોરરે. કામણ.
દુર વસુ ને મારે હેત ઘણું,
વહાલા જેમ તે મેઘને મોરરે. કામણ. ૨
પ્રીત વસોયાં અમેં કેમ રહીયે,
જીવ આકુળ વ્યાકુળ થાયરે; કામણ.
જળ વસોઇ માછલીરે,
એનો તરફડતાં જીવ જાયરે. કામણ. ૩
અધ ઘડી અળગું નથી રહેવાતું,
ઘણી આતુરતા મનમાંયરે; કામણ.
ટોળા વસોઈ મૃગલીરે,

એનો ફાળો સાંધીને જીવ જાયરે. કામણ. ૪
પ્યારા સાથે જેને પ્રીતડીરે,
એણે વેગળું કેમ રહેવાયરે; કામણ.
મણિધર નાગ જેમ મણિ વિનારે,
એતો માથું પછાડી મરી જાયરે. કામણ. ૫
ન્યારા ન મેલું નાથનેરે,
મારે કાનુડો કાળજાની કોરરે; કામણ.
રહીછું લોભાઇને લાલશું,
ઓલ્યો જેમ ચંદને ચકોરરે. કામણ. ૬
માયા લાગીરે એના મુખનીરે,
કીધો નાનડીયાશું નેહરે; કામણ.
રાત દિવસ હું રટયા કરૂંરે,
વન જેમ બાપૈયો મેહરે. કામણ. ૭
વિતી હશે તે નહીં વિસરે,
ઓલ્યાં ગાફલ ગોથાં ખાયરે; કામણ,
તમ અરથે શિર સોંધું કરી,
નથુ નટવર ચરણ જાયરે. કામણ. ૮

## ગરબી ૨ જી.

વશ કર્યા મારે વાલમે,
મને વા'લો લાગે વ્રજ રાજરે; વાલે વશ કર્યારે; ટેક.
મંત્ર ભણીને મારી મોહની,
મુંને કાંએ ન સુઝે કાજરે. વાલે વશ કર્યારે. ૧
મોરમુગટ મસ્તક ધર્યોને,
એના નેણલાનો અજબ મરોડરે; વાલે.
રસીયાજી લાડ લડાવજોરે,
મુંને કાનવર વરવાનો કોડરે. વાલે. ૨

મુખડું છે રળિયામણું ને,
મારો શ્યામ છબીલો છેલરે; વાલે.
આનંદ વાધ્યો અંગમાંરે,
મારે બની છે રંગડાની રેલરે. વાલે. ૩
મરમ કરીને મારાં મન હર્યા,
મારૂં હૈડું તે હાલ કલોલરે; વાલે.
વ્રેહની વ્યાપી મુંને વેદના,
મારા ચિતડામાં લાગી ચોળરે. વાલે. ૪
એક પલકની પ્રીતડીરે,
કંઈ વર્ષ વીતી વીતી જાયરે; વાલે.
રંગ કસુંબલ ભાત પડી રે,
ઓલ્યો પતંગ ઉડી ઉડી જાયરે. વાલે. ૫
અણોસરી સૌ સાહેલીયોને,
હું ફરૂંછું હાલ મસ્તાનરે; વાલે.
દુરીજનીયાંથી ડરૂં નહીંરે,
મારે શ્યામ તે છેલ સુજાનરે. વાલે. ૬
હરિ તમારા હેતનુંરે,
મેં કેમ કરીને કહેવાયરે. વાલે.
છાનું હતું તે છતું થયુંરે;
સ્નેહ છુપાવ્યો કેમ છુપાયરે. વાલે. ૭
સહેજે સહેજે મુંને સાંપડયુંરે;
જે ચિંતવતી ચિંતમાંયરે. વાલે.
ધન્ય ધન્ય નટવર નંદના,
દાસ નથુ ગોવિંદ ગુણ ગાયરે. વાલે. ૮

## ગરબી ૩ જી.

લહેરખડા આવો લટકતા,
રમવાને શ્રી ગીરધર લાલરે; લાલજી લેરખડારે. ટેક.
પ્રેમે કરીને પરમાણીએ,

એવા ગુણગારા ગોપાળરે, લાલજી લેરખડારે. ૧
તમ અરથે હું ટળવળું,
માવા કરો અમોપર મહેરરે, લાલજી લેરખડારે;
મંદિર પધારો માવજી,
કરવાને તે લીલા લહેરરે, લાલજી લેરખડારે. ૨
જેને તાકો તેની તક મળી,
નાના નટવર નંદકિશોરરે, લાલજી લેરખડારે;
ભમર કટારી નેણુલાં,
મારે આંગણે ગુલાબડીનો છોડરે. લાલજી લેરખડારે. ૩
કમળા ખીલાણે કામછે,
મારા શાયબા ચતુરસુજાણરે, લાલજી લેરખડારે;
સાવધાન થઈને ચાલજો,
વાલા કોઈને ન કરશો જાણરે. લાલજી લેરખડારે. ૪
નાહોલીઓ નિંદ્રાલવો,
મારો સાસરો હરીનો દાસરે, લાલજી લેરખડારે;
દેર દેરાણી દુરવસેને,
મારા જેઠનો વિદેશે વાસરે. લાલજી લેરખડારે. ૫
નણદલ છે ઉજાગરી,
વળી સાસુડીનું સાલરે, લાલજી લેરખડારે;
જો જેઠાણી જાણશે તો,
કંથને કહે તત્કાળરે. લાલજી લેરખડારે. ૬
બાંધીમુઠી સવાલાખનીરે,
પ્રગટ કર્યે પત જાયરે, લાલજી લેરખડારે;
જુગતિ જાનન હારછો,
પ્રભુ ઝાઝું કહે શું થાયરે. લાલજી લેરખડારે. ૭
મોહન મંદિર પધારીયા,
રસીયોજી લડાવે લાડરે, લાલજી લેરખડારે;
કર જમણો વળે સુખભણો,
દાસ નથુ શીયો માને પાડરે. લાલજી લેરખડારે. ૮

## ગરબી ૪ થી.

કાજ કરા મારા કાન ગોવાળા,
લટકાળા છોગાળા લાલરે; કાનજી કાજ કરારે. ટેક.
પુરવ તણું રે મારૂં ભાગ્ય ફૂળ્યું,
ત્યારે દયા કીધી દયાળરે. કાનજી કાજ કરારે. ૧
તમ અરથે હું તલખતીને,
વળી હતી હૈયામાં ખુબ ખાંતરે, કાનજી કાજ કરારે;
નેડો લાગેલ મુંને નાનપણુનો,
મારા નાહોલીયા નીરાંતરે. કાનજી કાજ કરારે. ૨
મોહન મંદિર પધારીયા,
ભલી મહેર કરી મહેરબાનરે, કાનજી કાજ કરારે;
સરવે સાહેલીયોના સાથમાં,
માવા રાખ્યું અમારૂં માનરે. કાનજી કાજ કરારે. ૩
અળગા ન મેલું અલબેલડારે,
મારા આતમના આધારરે, કાનજી કાજ કરારે;
પ્રેમની સાંકળે સાંકળું ને,
નહીં જાવા દઉં ઘર બહારરે. કાનજી કાજ કરારે.૪
મનમાં હતું જે માવજી,
તેને મળતાં ન લાગી કાંઈ વારરે, કાનજી કાજ કરારે;
નવલ સ્નેહી નાથજી,
હરિ છોરે હૈયાના હારરે. કાનજી કાજ કારારે. ૫
મનમાન્યા શું માણવુંરે,
એતો મળવું હાલ બેહાલરે, કાનજી કાજ કરારે;
મહા જળ મધ્યથી મોતી મળે,
એતો મરજીવાના માલરે, કાનજી કાજ કારારે. ૬
મોરીછે અમ્રત વેલડીરે,
વળી ભ્રમર કરે ગુંજારરે, કાનજી કાજ કરારે;
રસીક સલુણાં રાણી રાધીકા,

વશ કીધા તે ગુણભંડારરે. કાનજી કાજ કારારે. ૭
ગાય શીખેને સાંભળે,
રાણી રાધે ગોવિંદનો વિલાસરે, કાનજી કાજ કરારે;
નરનારી વૈકુંઠ વસે,
પુરે દાસ **નથુની** આશરે, કાનજી કાજ કારારે. ૮

## ગરબી ૫ મી.

હોરી ખેલે મલ્હાવરાવ મહારાજા; એ રાગ.

રંગે રમે મોહનજી મહારાજા, મહારાજારે હો મહારાજા રંગે. ટેક.
વન્દ્રાવનના ચોકમાં વાલો ગીત મધુરાં ગાય;
રંગ ભીનો રૂડો રાજવી, ઊભો કદમ કેરી છાંયરે. રંગે૦ ૧
માથે તો મોર મુગટ સોહીએ, ગળે ગુંજાનો હાર;
પીળાંતો પીતાંબર સોહીએ, શોભિતો શૃંગારરે. રંગે૦ ૨
કાનજી કાળો રંગે રૂપાળો, કરે નવલા ખેલ;
લટકાં કરે લાલજી વાલો, શામ છોગાળો છેલરે. રંગે૦ ૩
એક એક છે ગ્વાલની માંહી, એક એક નંદલાલરે;
હસે હસાવે હરજીરે વાલો, ખાંતે કરેછે ખ્યાલ. રંગે૦ ૪
કનકમાળા કામની કહીએ, પ્રેમ તાંતણો તાર;
મસ્તક મણિ માવજી એવી, શોભા બની અપાર. રંગે૦ ૫
થેઈ થેઇ થેઇકાર કરીને, નાચે નંદકિશોર;
ફરતી ફરે ફુદડી શોભે, ગોપી ગોવીંદની જોડ. રંગે૦ ૬
પ્રેમરસ અતિ રેલીયોરે, રંગભીની વ્રજની નાર;
લાલ લડાવે લાલજી, એના બાનાની બલહાર. રંગે૦ ૭
ધન્ય શરદની રાતડી વાલે, રંગે રમાડ્યાં રાસ;
નથુનો સ્વામી શામળો, એવી પુરી અંતરની આશ. રંગે૦ ૮
રાધે કૃશ્નના રાસને જે જન ભાવે ગાય;
**નથુરામ** નશાં કહે, એનાં સરવે સંકટ જાય. રંગે૦ ૯

## રાગ ઠુમરી.

લટકંતી પનીઆરી ગુજરીયાં, લટકંતી; ટેક.
પાતલડી વૃષભાણુ દુલારી, પ્રેમ મગન છે પ્યારીરે. લટ૦ ૧
કંચન ગાગર કળસ બિરાજે, પચરંગી તન સાડીરે;
હંસા ગમન કરંતી રાધે, સખીઅનસેં લે તારીરે. લટ૦ ૨
અધર બિંબ અલોકીક દીસે, દંત રત્ન પરવાળીરે;
ચંદ્રવદન નાકે નથવેસર, દ્રીગ અંજન અજવાળીરે. લટ૦ ૩
જમુનાં ત્રટ ઊભા જગજીવન, રાધે રહી લલચાઈરે;
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, તનધન જાઊં બલહારી. લ૦ ૪

## બીજી.

આજ સખી મુંને સામા મળીયા, સ્નેહી છેલ કનૈયારે; ટેક.
લટંકતો ચાલે લાડીલો, જીવન સ્નેહ જનૈયારે. આજ. ૧
નવધા તુ સુજ ગ્લુંચ્છ ને ગજરા, નટવર વેષ બનૈયાં;
સખા બિચમેં સ્યામ છબીલો, બછરા લેત બલૈયાંરે. આજ. ૨
શ્રી જમુનાં તટ વાટ ઘાટમે, બંસરી દેત બજૈયાંરે;
વ્યાકુળ થઈને રહી વ્રજ સખીયાં, ચિતડા લેત ચોરૈયાંરે. આ. ૩
આતુરતા દેખી અલબેલે, દો કર લેત બલૈયાંરે;
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, સો સુખ ચિંતમેં સમૈયાં. આ. ૪

## ત્રીજી.

મેં જલ જમુનાં જાત મગુમેં, રોકી રહ્યા બ્રજ નાગરીયાં; ટેક
જાવાદો જગજીવન અમને, ગ્રાહી રહ્યા કાં ગાગરીયાં. મેંજલ. ૧
દુરીજનીયાં દેખે મન મોહન, વાત કરે વ્રજની તરીયાં;
જોબન વંતી નાર નાથ મેં, તુંમ હો છેલ કનૈયાંરે. મેંજલ. ૨
સાસુ પુછે નણુંદલ સંગે, વાત કરે જૈ સાસરીયાં;
શું ઉત્તર દેઇને સમજાવું, ભીંજ ગઈ તન પાંભરીયાં. મેં૦ ૩
પ્રેમ કરી પરમાણો પ્રીતમ, વીઠ્ઠલ તમને વરીયાંરે;
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, ચરનકમલ ચિત ધરીયાંરે૦ ૪

## ચોથી.

કાને કામણ કીધાં એની, કાને કામણ; ટેક.
ચતુરને શું કહી સમજાવું, તનમન હરિને લીધાંરે; કાને. ૧
સુતાં બેઠાં જમતાં પીતાં, દરદે દુબળાં કીધાંરે;
પ્યારા સાથે પ્રીત બંધાણી, સ્નેહે સુખડાં દીધાંરે. કાને. ૨
મીઠાં બોલી મોહ પમાડ્યાં, વ્રેહને બાણે વિંધ્યાંરે;
રોમેરોમે વસીયો રશીયો, લાભ ઘણેરા લીધારે. કાને. ૩
છેલ છબીલે પ્રેમે પાળ્યું, તનડાં ટાઢાં કીધાંરે;
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, સરવે કાજ સીધ્યાંરે. કાને. ૪

## ગોડી.

પવનસુત કોન દિશાસેં આયો. એ રાગ.

નેહેરે કરી નીરખીએ નંદ દુલારીરે; ટેક.
નિર્મળ રૂપ નૈણે નિરખતાં, ત્રિવીધી તાપ નિવારી. નેહે. ૧
સુંદર વદન કમળદળ લોચન, પિત પિછોડી પ્યારી;
મોરમુગટ વનમાળ બિરાજે, શોભાપર બલહારી. નેહે. ૨
ગ્વાલબાલ સંગ ધેનુ ચરાવે, મુખપર મોરલી બજાઈ;
અધિર મન મારૂં નથી રહેતું અળગું, રહુંછું ધીરજ ધારી. ને૦૩
ધન્ય વ્રન્દાવન ધન્ય જમુનાં તટ, ધન્ય ધન્ય ગોપ ગોવાળીરે;
ગોધેનકી સંગ આવે છબીલો, **નથુરામ** લેત નિહારી૦ ૪

## ગોડી. ૨ જી.

દેખોને શ્રી વલ્લભ વનસે આવે; ટેક.
કુજીત કરમેં બંસી બિરાજે, ગોડી આળેપીને ગાવે. દેખો. ૧
હસત હસાવત ગ્વાલ બાલકું, જીવન સ્નેહ જણાવે;
ઇત ઉત સખાસબ, ઈત ઉત ગૌવાં બીચબીચબંસરી બજાવે દે૦ ૨
રસીક શિરોમણિ રૂપ રસાળું, દેખી દીલ લલચાવે;
પ્યારી દિસે અતિ પિત પિછોરી, મોહન મોહ બછાવે. દે૦ ૩
વરસત કુસમ દેવ મુની હરખત, વ્રજ વનિતા સુખ પાવે;
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, ગ્વાલન મોતીડે વધાવે. દેખો૦૪

### ગોડી ૩ જી.

દેખોને આવે વનસેં શ્રી કુંજ વિહારી.      ટેક.
માધુરી મુરતી રૂપ મનોહર, ગુણગંભિર ગીરધારી. દેખો. ૧
દુઃખ મોચન શ્રી દેવ મોરારિ, પ્યારી પ્રીત પીછોરી;
કર બીચ બંસીસો છેલ કનૈયો, રાગ આળેપત ગોડી. દેખો. ૨
ઇત ગોકુલ ઉતસેં જમુનાં તટ, ઈત વન કદમકી છાઇ;
ઇતિ ઉત ગ્વાલન, ઇત ઉત ગૌવાં, બિચ બસે સો કહનાઈ દે. ૩
જય જય કહેત દેવમુની કિન્નર, વૃષ્ટિ ફુલન વરસાઇ;
**નથુરામ** દેખી નંદલાલન, ગ્વાલન આનંદ અપારી. દેખો.૪

### ગોડી ૪ થી.

ગોવાલન હરિ દરશનકી પ્યાસી;      ટેક.
જામ કોટી જુગ જાત મેરી સજની, વિના શ્રી વ્રજ વિલાસી. ગ્વા.૧
જુથ વિના જ્યું મૃગલી વખુટી, વનવન ફિરત ઉદાસી;
વચ્છ વિના ગૌવાં ગૌ વિના વછરા, વાલા વિના વ્રજવાસી.ગ્વા.૨
બાળ માતુ વિન વ્યાળ મણિહીન, પ્યારીને પીયુ જ્યું પ્રવાસી;
ચાતક જાચત પયો બુંદકું, મુમુક્ષુ સંત સુખ રાશી.  ગ્વા. ૩
શીવ સનકાદિક ઓર બ્રહ્માદિક, પુર્વે પ્રસાદ પ્રકાશી;
**નથુરામ** જે પામી વ્રજ વિનતા, સો સુખ વ્રજમેં વહાસી. ગ્વા.૪

### રાગ કલ્યાણ.

મેરો મન હર લીનો રાજા રણછોડ; એ રાગ.

શ્રી જમુનાં જશવંતી મૈયા, જન્નુની હમેરીરે.      ટેક.
ક્રષ્ન પ્રીયા પ્યારી, પ્રાણસે વલ્લભ સુંદર છબી તેરી લહેરી. શ્રી. ૧
પ્રબળ પ્રતાપ નિત્ય વેદ વખાણે, અગમગતિ હેરે તમેરી. શ્રી. ૨
વૈશ્નવ હ્રદયે માઇ વાસ તુંહારો, લીન ભયા જમ વેરી.  શ્રી. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, અંતર આશ હે તેરી. શ્રી. ૪

### પદ ૨ જું.

શ્રી જમુનાં તેરો દરશન પ્યારો, મેરે મન ભાવે. ટેક.

શ્રી વન્દાવનકી નીકટ વહતહો, નોત્તમ લહેરી છબી આવે. શ્રી.૧
સુખ કરની દુ:ખ હરની હોમૈયા, સ્નાન પાનસેં અઘજાવે. શ્રી. ૨
શ્યામ ચરણ રજસે અતિ પાવન, વૈશ્નવ ગાઢો જશ ગાવે. શ્રી. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, પ્રેમે નીરખી સુખપાવે. શ્રી. ૪

## પદ ૩ જું.

શ્રી જમુનાં તેરો દરશન મેરો, દીલ દુ:ખદારે. ટેક.
શ્રીક્રશ્ન પ્યારી અબ સુખ સારી, વૈશ્નવ રૂપ હૃદે ધારે. શ્રી. ૧
નિર્મળાં નીર લહેરી છબી ન્યારી, ત્રીવીધી કેરા તાપ ટારે. શ્રી. ૨
નિરખત મેરાં નૈણાં ઠરતહે, અનેક ભયસેં ઉગારે. શ્રી. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, ચરને મેં આયો તુહારે. શ્રી. ૪

## પદ ૪ થું.

શ્રી જમુનાં કર જોડી કહું, કોટી કષ્ટ કાપોરે; ટેક.
મેંહું ગેમાર મૈયાં, અવગુન ભરીયો. ક્રશ્ન લીલાલોકો રસઆપો. શ્રી.૧
એ બરદ સંભાળી મૈયાં, કર ગ્રહી તારો, સ્થિર તો સ્થાનક મુને સ્થાપો. શ્રી. ૨
અતુલ પરાક્રમ દિસે માઇ તોરૂં, સંશય રિપુને સંતાપોરે. શ્રી. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, ગોવિંદ ગાથા ગીત આપોરે. શ્રી.૪

## પદ ૫ મું.

લળી લળી પાય લાગુ લંબોદર દેવારે. ટેક.
પ્રથમ પહેલી પ્રભુ પુજા તમારી, સેજે સંપતી સુખ લેવા. લ૦ ૧
શુદ્ધિ બુદ્ધિ સ્વામિ, રિધીસિદ્ધિ દાતા, લાભને લક્ષ સુત તેવા. લ૦ ૨
ગાઢે સ્વરે ગુનીજન ગુન ગાવે, સરવે તે વિઘ્ન મીટેવા. લ૦ ૩
વિપ્ર **નથુરામ** કરે તોરી વીનંતી, મંગળ કાજ કરેવા. લ. ૪

## પદ ૬ ઠું.

લાડતો લડાવે લાલો, બન્યો બડો ઠાઠ; ટેક.
શ્રીજમુનાં જલ ભરનેકું ગઇતી, અળવ્યું કરી રોકે ઘાટ. લા. ૧
મહી વેચનકું મેં ચલી મથુરાં, મોહન લૂટે મારાં માટ. લા. ૨

શ્રીવ્રન્દાવનકી કુંજગલનમેં, વેણે વળુધી જોઉં વાટ. લા. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, ડાર તો દીયોહે ઉચ્ચાટ. લા. ૪

**પદ ૭ મું.**

પુરન રૂપ દેખો અબ પુનમ ચંદારે. ટેક.
અમ્રત દ્રષ્ટિ અતિ ઇનકી દીસેરે, ચરાચરકું હે આનંદા. પુ. ૧
શામળા ચિન્હ ચંદા બીચ દીસે, હ્રદયે રહ્યા નાગર નંદારે. પુ૦૨
રંગભર રાસસો નેનભર ન્યાળે, ગતિતો ભયારે વાકી મંદા. પુ૦૩
**નથુરામ** કહે ભજો નંદકે નંદ, છોડ દીયો હે ભવ ફંદા. પુ૦૪

**પદ. ૮ મું.**

પુનમ ચંદ પેખો પ્યારે, રેન હે સુરંગારે; ટેક.
ચંદ્ર કિરણ ખીલી સબ કલીયાં, ફળી હે લતા તરૂ સંગા; પુ૦૧
હરિ દરશનકી પ્યાસી શ્રી જમુનાં, પુલકીત પ્રેમ તરંગારે. પુ૦૨
હરિ મુખ દેખી માનુની મન ફુલીરે, અંગે ઉલટસેં ઊમંગારે. પુ૦૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, ચિત્ત લગ્યો હે સ્યામ સંગારે. પુ૦૪

**રાગ બિહાગની છાયા.**

નવલ કિશોર નવલ નાગરીયાં, નવલ કિશોર; એ રાગ.

કરત વિનોદસેં ભાવકી બતીયાં, કરત; ટેક.
ગુમાન ભરી બાજે ગોવીંદ બંસુરીયાં,
વશ વ્રજરાજ વાકી અનહદ ગતીયાં. કરત. ૧
ખટ મુખ છિદ્રે અધર રસ પાવત,
સબકો સ્યામ તુમ કયું ન જાનો સતીયાં. કરત. ૨
કીયોહે સ્નેહો વાસેં સ્નેહ ઘનેરો,
છળ બળ કીયો વાકી નીકી નહીં મતીયાં. કરત. ૩
**નથુરામ** કહે સબ મીલી હે નાગરીયાં,
ઘેરી લીયો સ્યામ બંસી છીની કીની રતીયાં. કરત. ૪

**પદ ૨ જું.**

લે ગઇ બંસી રાધે ભયી કયું લોભનીયાં; ટેક.

બાવા નંદને સુર પુરસેં મંગાઇ,
ઇનકે કારન મોહી લગીહે લગનીયાં. લેગઈ. ૧
પ્રાણસેં પ્યારી પ્રીત ન્યારી બંસુરીયાં,
ઈન બીન જાત નહીં દીન કે જામનીયાં. લેગઇ. ૨
કાહી મેં ગાઉં બજાવું કઇ વીધસેં,
કાહીસે મેં ગૈયાં લેઇ આવું આંગનીયાં. લેગઈ. ૩
**નથુરામ** કેન વેન માની લો નાગરીયાં,
સબસેં પ્યારી રાધે તુંમ હો કામનીયાં. લેગઇ. ૪

## પદ ૩ જું.

છળ બળસેં જોર જાનેદે સામરીયા; ટેક.
સબહી જાનુ મેં તેરો કપટ કનૈયા,
અમસેં અધીક તેરી ભયી હે બંસુરીયાં. છળ.
સુનેકી રૂપેકી ઓર બંસી બનાલે,
દેખોને દુલારા એહી કાઈકી લકરીયાં. છળ.
મુખસેં ગાઈ તાળ કરસેં મીલાઓ,
લકુટી ગ્રહીને ઘેર લાવોને ગાવરીયાં. છળ.
**નથુરામ** શ્યામ કાન નવલ સ્નેહી,
ભલી તો બનીહે અબ લાભકી ઘરીયાં. છળ.

## ખ્યાલ.

સરદ રેન ઝુક રહી બનમેં, સોઈ મોરલી અધર ધરીરે, એરામ.
મોરલી માંહી ષટ છિદ્ર સામધુની, ગીરધર ગાન કરેરે; ટેક.
શ્રવણ સુનત વન વળી વ્રજ વનિતા, અસન વસન વિસરેરે.
માધુરી મુરતી જોઇ, રૂપ મનોહર, પુલ્કિત અંગ ભયેરે. મો૦ ૧
અબળા આજ તમેં કીધું કાજ અવળું, સુત પતિ છાંડી ફરેરે;
ક્રોધી કપટી લંપટ લોભી, સતી પતિ ધ્યાન ધરેરે. મો૦ ૨
કઠણ વચન સુણી કૃષ્ન હરિનાં, નૈણે નીર ઝરેરે;
પતિ સુત માત તાત જાત તજીને, તમ ચર્ણે ચંત હરેરે. મો૦ ૩

અંતર ભાવ જોઈ અલબેલો, સલુણાંસેં સ્નેહ ધરેરે;
થેઈ થેઇ થેઇ થેઇકાર કરીને, વળી વળી વાંસે ફરેરે. મો૦ ૪
ગ્વાલન ગર્વ જાણી જુગજીવન, અંતર ધ્યાન ભયેરે;
**નથુરામ** વનિતા કહે વીનંતી, જય જય કૃષ્ન હરેરે. મો૦ ૫

## પદ ૨ જું.

ઢુંઢત ફીરત લાલકું લલના, હરિ ગુણ ગાન કરેરે; ટેક.
હરી હરિ રટણ કરે સબ સખીયાં, સીથળ ચિંત ભયેરે;
હરિ દરશનકી પ્યાસ લગી સોઈ, દશ દિશ દ્રષ્ટિ ધરેરે. ઢુંઢત. ૧
મનમથ મદ મથન મનમોહન, મોરલી અધર ધરેરે;
કામણ કુમણ મંત્ર ભણીને, મરમે મનડાં હરેરે. ઢુંઢત. ૨
વ્યાકુળ ફરૂં વ્રજ વલ્લભ વરવા, તન પીડ તર્ત ટરેરે;
લાગી પીયાશું પ્રીતલડી, મારાં દેખીને દ્રીગન ઠરેરે. ઢુંઢત. ૩
ફીર ફીર ન્યાળી જુએ નટવરને, ગીરધર ધ્યાન ધરેરે;
**નથુરામ** પ્રગટે નંદલાલન, સર્વસ કાજ સરેરે. ઢુંઢત. ૪

## પદ ૩ જું.

મેઘ વરણ પીતાંબર ધર દુઃખ દારન દર્શ ભયેરે. ટેક.
મોરમુગટ વરમાળ મનોહર, ષટ પદ ગુંજ કરેરે;
જુગલ ભાણજ્યું કુંડળ ઝળકત, મનમથ માન હરેરે. મેઘ. ૧
અંબુજ નયન અલોકીક દીસે, કૌસ્તુભ કંઠ ધરેરે;
મુખ પંકજ સોઇ દીસે મનોહર, સુંદર સ્મીત કરેરે. મેઘ. ૨
હસ્ત કમળ બીચ બંસી બિરાજે, ષટ્ સ્વર શબ્દ કરેરે;
નેપુર ધુન્ય નખ ચંદ્રિકા નૌત્તમ, જળમળ જ્યોત ઝરેરે; મેઘ.૩
નટવર વેષ ધરી ગીરધારી, ગોપીયોમાં પ્રગટ ભયેરે;
**નથુરામ** દેખી નંદલાલન, જય જયકાર કરેરે. મેઘ. ૪

## પદ ૪ થું.

લલિત ગતિ અતિ વલ્ગુહાસ કરી, હળીમળી કેળિ કરેરે; ટેક.
અનહદ જડ લાગી જમુનાં તટ, રંગભર રાસ ભયેરે;

મધુરૂં માન ભરી ગાન કરે ,ત્રૈલોકમાં તાન ગયેરે. લલિત. ૧
બાહુસેં બાહુ ગ્રહી બહુ વીધસેં, ફરફર ફુદડી ફરેરે;
રૂમઝુમ રૂમઝુમ નેપુર બાજે, ધરા ધમક ધમક ધમકેરે. લ. ૨
જ્યાં જેમ ત્યાં તેમ સ્થિર કરી સ્થાપ્યું, ઠોર હોઈ ઠીક ઠર્યેરે;
સરીતા સમુદ્ર જ્યું મધુની સર્વેરસ, અદ્વૈત બ્રહ્મ ભયેરે. લ. ૩
ધન્ય જમુનાંતટ ધન્ય એ લીલા, ધન્ય ધન્ય ક્રષ્ન હરેરે;
વિપ્ર **નથુ** ધન્ય ધન્ય વ્રજ વનિતા, વીઠ્ઠલ વરને વરેરે. લ. ૪

## ખ્યાલ.

## રાગ ગાંધર્વ.

મોરલી મધુરી બજાઈ વ્રજચંદ. ટેક.
પવન થકીત રહે, વન કુ સ્મિત ભયે, શુની શુભ ગાન ગોવિંદ. મો. ૧
વ્રજકી બાળા સબ ભય બિહાલા, ઊપન્યો આતુર આનંદ. મો. ૨
ધામ કામ સજ્જન સુખ ત્યાગી, ચલે સબ મળવા મુકુંદ. મો. ૩
**નથુરામ** કહે વનમલી સબ નાગરી, વદે જયજય જગવંદ. મો. ૪

## રાગ લલીતા.

મુને મારી કાંકરીયાં કાન, પાણીડાં કેમ કરી જાઉ; એ રાગ.
મન મોયું શ્રી મોહનલાલ, માવા તારી મોરલીએ; ટેક
સાંભળતાં હુંતો શુદ્ધબુદ્ધ ભૂલી, કીધીછે હાલ બેહાલ. મા. ૧
વ્યાકુલ થઈ વનરાવન પહોંચી, વાલમે વધારી વાહાલ. મા. ૨
પાયે કાંકણ હાથે નેપુર, અંજન ટીલડી ભાલ. મા. ૩
દાસ **નથુ** ધન્ય નટવર નાગર, નીરખીને થઈછુ ન્યાલ. મા. ૪

## પદ ૨ જું.

મન હર્યાં શ્રી દેવ મોરાર, વાલીડા તારી વાંસળીએ. ટેક.
માત તાત સુત ભ્રાતને તજીયા, તજીયા નીજ ભરથાર. વા. ૧
આશ પુરોરે પ્રભુ અબળારે કેરી, જુગતી જાનન હાર. વા. ૨
વલ્લભ અમને નહીંરે ભજો તો, મરશું વનમોઝાર. વા. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, રશીયા લડાવોને લાડ. વા. ૪

## પદ રાગ આશા.

વાહ્લાજીરે વૈશ્નવ જનતો કેને કહીએ; એરાગ.

વાલાજીરે આશા કરીને અમે આવ્યાં મારા વાલા; ટેક.
સુંદર સ્યામ સુખ સારારે, તમે તમારા જનને પ્રમાણોરે;
જીવન જાનનહારારે; આશા. ૧
વાલાજીરે ઘણા દિવસથી મારૂ મનડું લોભાણું,
નટવર નંદના દુલારારે.
અવસર જોઈને અમે આવ્યાં મારા વાલારે,
કારજ સારો કાન કારારે. આશા. ૨
વાલાજીરે સુંદર રજની આ સરદ પુનમની,
વન મોર્યું ફુલ રસાળાંરે;
સોળ કળાનો ઉગ્યો હરિચંદ્રો, કિરણ લલિત રૂપાળાંરે. આશા. ૩
આને અવસરે પ્રભુ નહીંરે ભજોતો, તજશું તે પ્રાણ અમારાંરે;
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, મનમાન્ય મોહન પ્યારારે. આ૦ ૪

## પદ ૨ જું.

વાલાજીરે નિષ્કામી કેરૂં બરદ અમારે,ઝરણા વાળા મુંને જાણેરે;
પ્રવર્ત્તિ ભાળી અમેં દુર પળાઇએરે, તિમીર ત્રાસે જ્યાં વહાણેરે. નિ૦ ૧
જપ તપ ધ્યાને હુંતો ખોળ્યો ન લાધું, તિરથ વ્રત મર સાધેરે;
નિષ્કીંચનથી ન્યારો નહીં કબહુ, વિવેકે વિજ્ઞાન જ્યાં વાધેરે. નિ૦ ૨
દ્વૈત પટંતર ન્યારો કરીને, અદ્વૈત અનુભવ આણેરે;
અણ લિંગી તે બને ઉજાગર, પ્રેમ સ્નેહે પરમાણેરે. નિષ્કામી. ૩
એહી ગમની જાણે જાનનહારા, જીવન મુગ્તા સો કહાવેરે;
એહી જન મેરા મેં હું ઇનકા, **નથુરામ** એ પદ મન ભાવે. નિ૦ ૪

## રાગ આશાવરી.

સાથે મોકલોને બળભદ્રવીર, નવલખતો ચારૂં. એ રાગ.

નહીં આવે વારંવાર, ગીયા દહાડા નાનપણના. ટેક.
ઉંચેનું પાણી એવું જોબન લટકું જોને, જાતાં નહીં લાગે જરા વારઃ
વસંત ઋતુએ વન નવાંનવાં દીસે જોને, ફરી ફરી નહીં આવનાર. ગ. ૧

જાશે તે રૂપ રંગ મુખડાની લાલી જોને, ભોગ ભલેરા નેણુ તેજ;
જર જર દેહ ને ડગમગે ડોકી જોને, વહી જશે સુખડાની લહેજ. ગ.૨
નિર્ધન નર ફરી ધનવંત થશે જોને, ઉજડને વસે પુની પંથ;
ગયા દીવસ તેતો ગોત્યા નહીં લાધે જોને, ડગમગી પડશે દંત. ગ.૩
ખાઇએ પીએને સુખ લહીએ સવાંયાં જોને, ભલે રાખી મન ભાવ;
આવ્યો અવસર એતો એળે ન ખોઇએ, લહીએ લાખેણો રૂડો લાવ.ગ.
જોવન આવ્યે જેણે હરિ ન જાણ્યા, હાથે કરીને પામે હાર;
**નથુરામ** કહે ભજો નંદકે નંદન, ધ્યાન હરિનું હદે ધાર. ગયા દહા૦૫

## પદ ૨ જું.

નહીં આવે તે વારંવાર, નવા દીન નાનપણુના. ટેક.
મુખની મધુરતાને મીઠડી વાણી જોને, દાડીમ બિજ જેવા દંત;
ચાલ ચટકતી ને નેન રસાળાં જોને, સુંદર છબી રૂપવંત. નવા. ૧
કાયા તે કુંકુમ કેશરવરણી જોને, કાળુ દીશે કાળા કેશ;
વસ્ત્ર આભુષે અંગડું ઓપે જોને, હજારી ખેલ હમેશ. નવા. ૨
શોભા વસંત વન ફુલેલ ફળીયો જોને, નખ શીખ તાતું તેજ;
ખાંતેથી ખાનપાન ભોગ વિલાસે, સૂમને રચી સુખ સેજ. નવા. ૩
અવસર જોઇને અમે આવ્યાં મારા વાલા જોને, બંધાણાં પ્રેમ તણે પાસ;
**નથુના** નાથ હુંતો કહું કર જોડી વાલા, પુરો અંતરની આશ.નવા.૪

## પદ ૩ જું.

શીદ આવ્યાં સલુણાં વ્રજનાર, સ્યામ કહે નહિ સારૂં. ટેક
રાતીને શું આવ્યાં સૌ ટોળે મળીને ગોપી, જુથ વછુટી જ્યું કુરંગ;
ચંચળ ચિતને ચોયે દશે શું ન્યાળો ગોપી,
અંગડે દીસે ઉમંગ. સ્યામ કહે૦ ૧
રજની બિહાણી બહુ દીસે અલબેલી ગોપી,
વિકાળ વસે વન વાઘ;
વૃશ્ચિક વિકટ માંહી ઝાંઝરૂં ઝાઝાં,
ફુંફવેછે કાળા કાળા નાગ; સ્યામ કહે૦૨
તમરાં બોલેછે તીખા શબ્દ કરીને,

વરાહનાં જુથ વિક્રાળ;
અતિ વેગાં અયર આવીને ગ્રાહે ગોપી,
વસે એવા જંતુ વિશાળ. સ્યામ કહે૦ ૩
બીકતો બતાવે અતિ બળ કરી બોલે વાલો,
જુગતિ કરેછે જગદીશ;
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર,
હ્રદયામાં રાજી નેમુખ રીશ. સ્યામ કહે૦ ૪

## પદ ૪ થું.

લાગ્યો નાનપણાનો મુને નેહ,
વ્યાકુળ છું વહાલા. ટેક.
પ્રેમે ત્રાઠે તે પળ પેર ન પેખે વાલા,
અંગડે તે વાપે ઉમંગ;
રણતુર વાગે સૂર ચાલે ચોંપેથી વાલા;
ઝુઝારી જીતે જઈ જંગ. વ્યાકુળ૦ ૧
પ્રેમે પાવક પેખી પતંગ પળાયે વાલા,
તનડું કરે તે પતન;
મરજીવાં મહાજળ મધે જઈ મહાલે વાલા,
પામે તે અમુલ રતન. વ્યાકુળ૦ ૨
અંધો ન દેખે કાંઈ દીન કે રેણી વાલા,
સુરતો ન દેખે નિહાર;
પિપ પેશણ ફરી ન હોયે સામળીયા વાલા,
વલ્લભ ન ગણે દાતાર. વ્યાકુળ૦ ૩
પ્રેમને કંટાળે મારાં કાળજ કોર્યાં વાલા,
કીધીછે હાલ બે હાલ;
**નથુરામ** નથી મારે બીક બીજાની વાલા,
શિર ગાજે ગીરધરલાલ. વ્યાકુળ૦ ૪

---

## પદ. ૫ મું

ગાઢે સ્વરે કહે ગીરધરલાલ, સુણોને સાહેલી; ટેક.
મધ્ય રાત્યે આવ્યાં શાનેકાજે સલુણાં તમેં, શું છે તમારે કામ;
પતિ વ્રતાનો એવો ધર્મ ન હોય ગોપી,
જાઓને અહીંથી નીજ ધામ. સુણોનેં ૧
શ્રુતિ સ્મૃતિમાં સત્ય વાયક બોલે ગોપી,
સતિ સેવે નીજ ભરતાર;
લોભી લંપટ અતિ ક્રોધી ને કામી ગોપી,
ગુણ હીણો કે ગેમાર. સુણોને. ૨
વંઠી ત્રાસે તે કુળ લાજ ન દેખે ગોપી,
કોઇનું ન માને તે કેણ;
ભ્રષ્ટને ભય નહીં કષ્ટ સહંતાં ગોપી,
નવ ગણે દિવસ કે રેણ. સુણોને. ૩
જુગતિ કરે ને વાલો સ્નેહ જણાવે જોને,
પરખંવા પુરણ પ્રીત;
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર વાલા,
આદ્ય એવી રશીયાની રીત; સુણોને. ૪

## પદ. ૬

એવાં આળ તે શું બોલો અલબેલા,
રશીયા દીલ રીઝયાં; ટેક.
કઠણ વચન નવ કહીએ કાનુડા વાલા,
ઘાયલ કરી ઘન સ્યામ;
જોયાને જેવી થાશે મારે તમારે વાલા,
પછી પસ્તાશો મારા સ્યામ. રશીયા. ૧
વાંકતો નથી રતી ભાર તમારો વાલા,
લલાટે લખેલ મારો લેખ;
સર્વ તજીને તમ ચરણે આવ્યાં વાલા,
કાંઈ નથી રાખ્યું અવશેખ. રશીયા. ૨

તરછોડી નાખો ત્યારે કયાં જઇ રહીએ વાલા,
ઉગર્યાનો નથી ઉપાય;
ઉલટ આણીને તમેરે ભજ્યોતો વાલા,
તમ કલ્પિત પાડું કાય. રશીયા. ૩
જુગના જીવન મેંતો સાચા જાણી ને વાલા,
રાચ્યું તમારે રંગ;
**નથુનો** શ્વામી, વાલા કહું શિરનામી,
શોભું હુંતો સામરાને સંગ. રશીયા, ૪

## પદ. ૭

છીએ જુનાં તે જોગી જુગમાંય,
બ્રદ જોઇને બોલો; ટેક.
સદા બ્રહ્મચારી કેરૂં વ્રત અમારે ગોપી,
પ્રવર્ત્તિ નહીં મારી પાસ;
વસ્તીમાં વસુ મુને વેગળો વખાણો,
બહાર ને ભીતર કરૂં ભાસ. બ્રદ. ૧
ગુણવંતો ગાઈને કહી લાડતો લડાવે ગોપી,
પ્રેમે કરે પરમાણ,
ચરાચર ગુરૂ એક સાન ગ્રહીને ગોપી,
નિર્ગુણ કરે નિરમાણ. બ્રદ. ૨
જપ તપ જોગ ધ્યાને ખોળ્યું ન લાધ્યું ગોપી,
રહું પ્રેમીજનની પાસ;
પરવશ થઈને હુંતો વાંસે ફરૂંછું ગોપી,
સૌ દાસ તણો હું દાસ. બ્રદ. ૩
રોષ ધરીને નવ બોલો રાધાજી તમે.
ડરૂં હું દેખી તારાં નેણ;
**નથુનો** શ્વામી કહે હું શિળ વ્રત ધારી રાધે,
એકાંત નારીને આરેણ. બ્રદ. ૪

### પદ. ૮

તારા બ્રદને જાણ્યું બળવંત,
ધીરા હવે રહે ઢંકે; ટેક.
બુદ્ધિ બગડી તુંતો જોને વિચારી વાલા,
પુતનાનું પીધું પયપાન;
બાવરો થયો ત્યારે બ્રદ ગ્રહાયું કાના,
ભુલીને ગયો જ્યારે ભાન. ધીરા. ૧
કમળા કારણે તેંતો મહાદધી મથ્યો વાલા,
રાખીછે રૂદીયા બીચ;
સુરને અમ્રત પાયું મોહની સ્વરૂપે,
ભીસ્માસુર આગે નાચ્યો હીંચ. ધીરા. ૨
આગેને નારી માટે વન વચ્ચે રોયો વાલા,
સમજાવે લક્ષ્મણ વીર;
સીતા સારૂ સિંધુ બાંધી રાવણુ રોળ્યો,
સંભારોને સ્યામ શરીર. ધીરા. ૩
સિદ્ધપણું તું છાનું રાખને વાલા,
જુગતિ મેલ જુગદીશ;
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર,
રાધે કહે ચડાવશો માં રીશ. ધીરા. ૪

### પદ ૯ મું.

અરે આતે આવડું તે શું ઉભરાણુ,
બાવરી થઈ બોલે. ટેક.
બાવરૂં થાય તેતો બળ કરી બોલે રાધે,
પરછિદ્ર આપનાં વખાણુ;
ગરજે ઘણુંને સૂર અભ્રે ઢાંકે,
પ્રભાતનું મેઘ મંડાણુ. બાવરી. ૧
ઉન્મત્ત હોય તેતો અવળું વિચારે ગોપી,

જાણ્યા વિનાનું કરે જોર;
ભ્રમના કરેને એની ભ્રાંતી ન ભાગે રાધે,
જેમ હરાયું ઢોર. બાવરી. ૨
પ્રમત્તને તો પ્રૌઢો પ્રેમ ન લાધે રાધે,
લાભ ન જાણે લવ લેશ;
વાણિએ કરીને એતો વેર વધારે રાધે,
કોટી સહે કાંઈક કલેશ. બાવરી. ૩
આપોપું ભુલે એતો અન્ય થઈ બોલે રાધે,
જેમ બાસ વાંસે કુરંગ;
નથુનો શ્વામી કહે મેં સાચાં જાણ્યાંતાં ગોપી,
પરખીયો રંગ પતંગ. બાવરી. ૪

## પદ ૧૦.

દાસી જાણી હવે દીન દયાળ,
શ્વામી મુંને કહો સાચું. ટેક.
અવિદ્યાનું અંગ અમે અબળા કહેવાઇએ વાલા;
નખ શીખ નિંદીત અંગ;
શ્રુતિ સ્મૃતિમાં અમેં નિષીધ છીએ શ્વામી,
સદા મન કામ તરંગ. શ્વામી. ૧
કાયીક વાચીક માનસીક ભાવે વાલા,
કીધી તમારી અમેં શેવ;
અધમ ઓધારણ એવું બ્રદ તમારૂં વાલા,
અતિ અમેં કર્યો અહમેવ. શ્વામી. ૨
અવગુણ સામુ નવ જોઇએ અલબેલા વાલા,
અમેંતે અબળા રાંક;
અબળાના બળ પ્રભુ પતિત પાવન,
અનેક અમોમાં છે વાંક. શ્વામી. ૩
સિથળ ચિંતને દાકર જોડી ગોપી,
ચરણે નમાવ્યાં છે શીશ;

ચરણ વત્સળ **નથુરામ**નો શ્વામી,
રશીએ ઉતારી છે રીશ. શ્વામી. ૪

## પદ ૧૧ મું.

તમેં સુણોને શ્યામનાજી મારી વાત, સ્નેહ ધરી કહું સાચું; ટેક.
વિરાટ વિભુતીની વાત વખાણી રાધે, અમને આપ્યાંછે એંધાણ;
એહિ વિભુતીથી ભિન્ન વ્રજ ભાસે ગોપી,અન્યસર આછે મહેરાણ. સ્ને-
મહદાદિ વડે જીવ સ્વરાટ શોભે, જીવનું વપુ અંડ જાણ;
ભેદ દ્રષ્ટિએ ગુણવંત વખાણો, નિષ્કામતાએ નિરવાણ. સ્નેહ. ૨
ઐશ્વર્ય પણું ને પારમેષ્ટી પદ નિર્મીત ધર્મે તે જાણ;
ગુણ વ્યતિક રસ તે પાછા સંચરે, ગુણ ઉપાસીક વખાણ. સ્નેહ. ૩
આતમાએ આતમા પ્રકાશ પેખે પ્યારી, પ્રેમાનંદનો ત્યાં ઓઘ;
**નથુરામ** શ્વામીરાધે એ વ્રજવાસી જોને,નિજાનંદ સુખ અમોઘ. સ્નેહ.

## પદ ૧૨ મું.

એવું અખંડ ને વ્રજ વિખ્યાત, રંગજામો થોકે. ટેક.
સ્વ સ્વ પ્રકાશે પ્રકાશિત દીસે, સમાન છે રૂપ રૂપસ્વરૂપ;
નિરશંશયને નિસંગ પદ પ્યારૂં, અલૌકીક એક અનુપ. રંગ ૧
ત્યાગ સંગ્રહની જાણ નહીં જુદી, પ્રેમાનંદ અતિ પ્રકાશ;
ધ્યાતા ધ્યેય ધ્યાન ત્રિપ્રવર્ત્તિ નહીં ક્યાંઇ,ધ્યેય રહ્યો સર્વાવાસ. રંગ
વિધીને નિષીધની વાસના તુટે, સુણી સોહંકાર નાદ;
બ્રહ્મ હ્રદમાં મગ્ન થયોછે, મટી ગયો ખટરસ સ્વાદ. રંગ. ૩
તે સુખમાણ્યાં તેને અન્યસુખ ફીકાં, જાણે કોઈ જાનનહાર;
**નથુરામ** કહે અદ્વૈત અનુભવે, આનંદ રંગછે અપાર. રંગ. ૪

## પદ ૧૩ મું.

વદે સગુણને વાણિ ચારે વેદ, નિર્ગુણ રહ્યું ન્યારૂં. ટેક.
શબ્દાખ્ય બ્રહ્મચારે સગુણ શોભે, પરોક્ષે તે કરે પરમાણ;
નિકન પાપો ત્યારે નેતિ કરી ગાયો,આવ્યું નહીં અનુમાન. નિ. ૧
ખટ નવ ચૌદ બાવન અઢારે, ભિન્ન ભિન્ન બતાવે ભેવ;

આપ સમાન સૌ પરને પ્રમાણે, રૂપવંતા સૌના અવેવ. નિ. ૨
રોગીની પાંસે સૌ વીટીને એસે, અનેક કહે ઉપકાર;
કોઇ કહે ભૂતગ્રહ નજર ને વાયુ, આપબુદ્ધિ એવો અનુસાર. નિ. ૩
શબ્દની સાને સદ્‌ગુરૂ બતાવે, ઘરથી નહીં રૂપકે ધામ;
**નથુરામ** કહે રહે નિર્ગુણ દાવે, નિજરૂપ ન્યાળે નિષ્કામ. નિ. ૪

## રાગ સોરઠ.

તેરો કુબ્જાસેં દીલરાજી, અમસેં ન બોલનાં મહારાજ. એરાગની દેશી.
દ્રીંગનમેં કમની જ્ઞાન કજરા, નીકીભયી સચ્ચિદા નંદન જરા. ટેક.
સદ્‌ગુરૂએ શીવ શબ્દ સુનાયા, સત્યજાની માંહી તાન મીલાયા;
પ્રેમ ધરીને પીલાયા, પ્યાલા પ્રેમકાઅજરા. દ્રીગનમેં. ૧
રાજત લલિત ધીરમતી ધ્વજની, માયા પળાઈ ભયીમન લજની;
મીટગઇ ત્યાં રજની, ભયાહે ભાવકા ફજરા. દ્રીગનમે. ૨
આપોપું ગળતાં સ્વરૂપ પ્રકાસ્યું, આદ્ય અંત્ય મધ્યઅદ્વૈત ભાસ્યું.
રચીપચી રંગે રાચું, નહીં શોક મોહાદિક જરા. દ્રીગનમેં. ૩
એક અખંડ આત્મારામ દેવા, ચૈતન ઘન સ્વરૂપકી સેવા;
**નથુ** નિજાનંદ લેવા, ભરપુર ભાવકા મજરા. દ્રીગનમેં. ૪

## પદ ૨ જું.

બન્યાહે ઊજાકર બંકા, દીયાહે અનહદકા ડંકા. ટેક.
નિશ્ચળ પદ ન્યાળે નિજનયનાં, મુખસેં બોલત અમ્રત વયનાં;
નિષ્કામી સુખ શયનાં, દ્વૈતકી મીટગઇ શંકા. બન્યાહે. ૧
અતિશય નિગ્રહ વશ ઇંદ્રિકા, ખટરસ સ્વાદ સો લાગત ફીકા;
માહાવાયક હે નીકા, નિર્મળ ભયાહે નિઃશંકા. બન્યાહે. ૨
નિર્મીત નામ રૂપ સબ કાચું, સ્વપ્ને સ્વશિર છેદન સાચું;
દ્રષ્ટાને દ્રષ્ય ભાસ્યું, જેસા મૃગજળકા પંકા. બન્યાહે. ૩
પર અપ છિદ્ર કષુ નવ પેખે, ભરપુર બ્રહ્મ ચરાચર દેખે;
**નથુરામ** રૂપ લેખે, વેગમ પંથહે વંકા. બન્યાહે. ૪

**પદ ૩ જું.**

બડો સતસંગ સાધુ જનકો,જાસે સુખ ભયોહે ચિદ્દ્ઘનકો. ટેક.
સદ્દ્ગુરૂ શબ્દકી સાન સ્વરૂપા, ઇક્ષણા ભયાહે અતિ અનુપા;
રાજત નિર્ગુણ રૂપા, મહા મોહ મીટ ગયો મનકો. બડો. ૧
પંચાત્મક જીવકોશ મિટાયો, સોહં બ્રહ્મ તે પ્રેમે પઠાયો;
લિંગ અહીને હઠાયો, નિર્વિષ કોશ અંતસ્ કનકો. બડો. ૨
સમ્યક સાધન સાધ્ય સુવાગી, અદ્દૈત ભાવમેં અતિઅનુરાગી;
લગ્નમગ્ન રહે લાગી, મિથ્યા સબ તાન ચુક્યો તનકો. બડો. ૩
જ્ઞાન અનળ આઈનીક ઝર્યો હે, બ્રમિચ ક્રમન ભાંગી પર્યો હે;
સોઈ પદ નથુ ઠર્યો હે, નિજાનંદ આશ્રમ નિર્ગુણકો. બડો. ૪

**દુહો.**

નામ રૂપ મૃગ વારિવત, કહાં કરૂં પરનામ;
મેરી મોકું વંદના, સોહં આતમરામ. ૧

**श्लोक.**

**शब्द ब्रह्मणि दुष्पारे चरन्त उरु विस्तरे ॥**
**मंत्र लिंगैर्व्यवछिन्नं भजंतो न विदुः परम् ॥१॥**
**ब्रह्मा भवो भवन्तश्च मनवो विबुधेश्वराः ॥**
**विभूतयो ममह्येता भूतानां भूतिहेतवः ॥२॥**

**પદ ૧.**

ચલો સખી દેખન ચલીએ, નવલ આનંદા;
રચ્યો હે શ્રી બિનરાબિન રાસ ગોવિંદા. એરાગ.
ચેતો અબચેતનહારે, હોયગા આનંદા;
હોયગા આનંદા પુની મીટે ભવફંદા. ચેતો. ટેક.
મેરીમેરી માની મન કરત ઊમંગા,
કછુ નહીં તેરા પીછે કાળ ભૂજંગારે. ચેતો. ૧
આશા રહી અધુરી કે ગયે રાજ વંદા,

સ્થિર તો નહીં રેવ ધરા સૂર ઓર ચંદા. ચેતો. ૨
પુરાન પઢીને રચે કાવ્ય ઓર છંદા,
વસ્તુ વિચાર બીન ભયે મતી મંદા. ચેતો. ૩
અપનો સ્વરૂપ સદા ચિત આનંદા,
**નથુરામ** કહે એહિ પદ નિત્ય વંદા. ચેતો. ૪

### કનડો.

સંત સંગતિ સોઈ, સુખકી ધરીહે; ટેક.
જ્યાં સત સંગ અસત સબ નાસે, તનમન તૃષ્ણા ત્યાં તુરત ટરીહે સં૦
કામાદિક અરિ દૂર પળતહે, દેખત માયાસો દીલમાં ડરીહે;
શ્રવણ મનન સુખ બાઢે બહુ વિધસે, નિવૃત્તિ આઈનિજ હૃદયે ઠરીહે સં૦
આનંદ ઓાધ ઊલટ ઉર અંતર, જીવન લાભકી જુગતિ જરીહે;
અદભૂત જ્ઞાન ઉજીયાર ભયોહે, પરી બ્રહ્મકી જ્યાં પેર પરીહે. સં૦
નિજ અનુભવકું નિશ્ચળ હોઈ ન્યાળો, સચ્ચિદાનંદ સુખ સુરતી ધરીહે;
**નથુરામ** કહે નિત્ય સહજ આનંદીત, ભવ ભ્રમનાકી ભ્રાંતિ ટરીહે સં૦

### પદ. ૨ જું.

અનુભવ જ્ઞાન અનોપમ કહાવે; ટેક.
દ્રષ્ટા દ્રષ્યકી ભિન્ન નહીં ભ્રમના, સોહં સાધન સાધ્ય સુહાવે. અનુ૦ ૧
લિંગતો લીન ભયી જેહી જનકી, નિજાનંદ આનંદ નીપાવે;
આતમ જાનસો સબહી જનાવત, ઉપમીય આપહી આપ સમાવે. અ૦
એકમેં અનેક અનેકુંમેં એકો, મુકરા ભાસ જ્યાં ભાસ જનાવે;
નિજ સ્વરૂપકી નિષ્પતી ન્યાળી, કીટ ભ્રમર વત ભાસ મીલાવે. અ૦ ૩
ફીટી ઘાટ ભયોજબ કુંદન, કેવળ કુંદન નામ કહાવે;
કહત **નથુ** સો નર નીરવાણી, ગુરૂ ગમ જ્ઞાન ગાઢ જશ ગાવે. અનુ૦ ૪

### પદ. ૩ જું.

અખિલા નંદન ઇષ્ટ હમારે; ટેક.
સચ્ચિતા આ સર્વ ભયો જહાંસે, સો પ્રભુ રહું સદા ઉર ધારી. અ૦ ૧
રૂપને અરૂપ લક્ષા લક્ષ અભિધાન, સેવ્ય સેવક સબ કારજ સારે;
ઊત્પત્તિ સ્થિતિ લયકો શ્વામી, સો સચ્ચિદાનંદ સદા ઉર ધારી. અ૦ ૨

અચ્યુત એક નિરંજન આપે, આપે આપકો માન બઢાવે;
સોહુ દાતા સોહુ ભુક્તા ભવનમેં, ધ્યાતા હોએ વેઈ જ્ઞાન સોધારે અ૦ ૩
બ્રહ્મ વિચાર ભયો ઉર જાકે, અપને અપનો કાજ સુધારે;
દાસ **નથુ** રહે નિર્ગુણ દાવે, અનુભવસે અદ્વૈત નિહારે. અખિલા. ૪

**પદ. ૪**

પરિ બ્રહ્મ પેર પરી જેહી જનસેં; ટેક.
પરાને પારકો પાયોહે પટંતર, અનુભવ એક આન્યોહે અંતરસેં પરિ. ૧
લોક લાજ મરજાદ તજીને, રચીપચી રહેત નિજ પરિ જનસેં;
પરવણી પાયે જેસેં પયોધિ, હદ તો તજીને વહે અનહદસે. પરિ. ૨
પ્રેમકો પાવક પ્રગટ ભયોહે, ઊલટ ગયો નિક નેમ ઊનસેં;
અદ્વૈત આપે બન્યો હે ઉજાગર, અવાચક વાણિ વદે સોવદનસેં૦ ૩
અગમ અગાધ અનુપ એહિ, ચિત લગ્યો સદા ચિદ ઘનસેં;
વિપ્ર **નથુ** સો વીરલા વિદેહી, મુક્તકરે સો સંત દરશનસેં. પરિ. ૪

## श्लोक.

**जीवब्रह्मैक्यविषयं बुत्ध्वाप्रणवमभ्यसेत् ॥**
**त्रैलोक्यसृष्टिकर्त्तारं स्थितिकर्त्तारमच्युतम् ॥**
**निष्कामःशुद्धिमाप्नोति ह्यद्वाज्ञानंनसंशय ॥ १ ॥**

## પ્રભાતિ.

પ્રભાતના પોરમાં દીઠા ડાકોરમાં, ઠીક ઠાકોરશું મનમોહ્યું. એરાગ.
ભજીલે પરિબ્રહ્મને તજીદે અન્ય કર્મને, મર્મજાણી, જુઠા ધર્મ છાંડો. ટેક
ગુરૂજી વેદાંત જે શુદ્ધ એકાંતતે, માનતજી સાન સુરતા ત્યાં સાંધો. ભ.
જોગ જુગતિધરો ભોગને પરહરો, પંથ તેવા ધરો, દ્વૈત ટાળે;
આંટીગઈઅટપટી આશ ઈર્ષા મટી, અખિલમાં બ્રહ્મ ભરપુરભાળે. ભ.
સંશય સરવે ગયો રાગ લેશ નવ રહ્યો, અગ્નિરૂપે થયો વસ્તુ મળતાં;
અણુલિંગી એહ વિદેહ થઇને ફરે, શુદ્ધ ચૈતન્યમાં ચિત્ત ભળતાં. ભ.
સલિતા સર્વ ચળી, સિંધુ મધ્યે ભળી, નામ નેટો એનો નવ દીઠો;
**નથુરામ** નિષ્કામ પંથ તે પાધરો, જાણો માણો બ્રહ્મરસ મીઠો. ભ૦

### પદ ૨ જું.

જાગ્યને જાગ્ય જન જપીલે જગદીશને,જીવન મુક્તીપદ લેનેજાચી.ટેક
જીવનપ્રાણ તે જુજવા ન જાણવા,સર્વ વ્યાપી વાણી માન સાચી. જા.
કર્મ કપાટની ખોલને શ્રૅંખલા, મટે બંધન મહા પદ મળશે;
દેખતાં દેખ અશેષમાં એકછે, અટપટી આંટ તે તર્ત ટળશે. જા.
પડીયો પટંતરો આણ શ્યો અંતરો, એક રૂપે મહા રસ માણે;
આનંદ મગ્ન મદ મોહ નહિ મનવિષે,હુંપદ હાણ તે ઉર ન આણે.જા.
અનહદ તાન તે માન મેલી ફરે, સોહં બ્રહ્મ તે એક ચિત્તે;
**નથુરામ** કહે નિર્ગુણ પદ પામીયો, વેદાંત વાણી તે ગાય ગીતે. જા.

### પદ ૩ જું.

ચેત જન ચેત ચેતાન થઈ છુટને,મિથ્યા મધલાળ માયાને ચળને.ટેક
વૈરાગ ઉર આણને બ્રહ્મરસે માણને, જાણને નરદેહ જન્મ ફળને. ચે.
તજીદે સુખ આશને ભાંગ્ય ભવપાસને, રામ રંગ રાચને દાસ દાવે;
ભેદ બ્રહ્મના ટળે, ગર્વ સર્વે ગળે, પાપ પંથે પળે, શુદ્ધ ભાવે. ચે.૨
પાખંડ પરહરોં સત્ય હૃદયે ધરો, સાવધા નથી ફરો ખેલો ખાંતે;
માન મમતા તજો,ભાવે હરિને ભજો, સાંખ્ય ચિત્તે સજો વધોવેદાંતે.ચે.
અદ્વૈત થઈ રહો, દ્વૈત પદને દહો, જીવન મુક્તી લહો આત્મ દર્શી;
આપ ઓળખામણાં, ફળછે અતિ ઘણાં, **નથુરામ** શુભણાં જોને પ-
રશી. ચેત. ૪

### સાત વાર.—સિતાજીના મહિનાનો રાગ.

જીવ કારતકે કરીલે વિચાર, કહે ક્યાંથી આવીયો;
મહા મુક્તાફળ મનુષ્યા દેહી, સેને પુન્યે પામીયો. એરાગ.
જીવ **આદિતે** આદ્ય ધરમની ઓથે રીજીએ,
નિત્ય હરિકથા અમ્રત પાન પ્રેમેથી પીજીએ;
આછે ભવ તરવાનો દાવ, ફરી ફરી નહિ મળે;
ભાવે સમરોને શ્રીભગવાન આવો ગમણ ટળે. ૧
જીવ **સોમવારે** શુદ્ધિ સંત પુરૂષને સેવતાં,
ટળે તર્ત ત્રિવીધીના તાપ, હુંપણું મેલતાં;

જી વપામે અક્ષર પદ ધામ અભિમાન ટાળતાં,
સેહેજે પામે વસ્તુ વિવેક, બાહ્યાભ્યંત્તર ભાળતાં. ૨
જીવ **મંગળ** માયા માત્ર જગતને જાણવું,
પરએ મળતાંનો મેળો સોય, વિવેકે વખાણવું;
જીવ પારસ પડીયો હાથ પ્રેમે કરી પરખીએ,
સોહંકાર ને કરીલે પ્રણામ, હૈડામાં હરખીએ. ૩
જીવ **બુધે** તે બાંધીલે પાજ પ્રભુના નામની,
ઉડી જાશે આ રંગ પતંગ, કાયા કોણ કામની;
જીવન કંકણ કુંડળ હાર તે અંતે હેમછે,
પંચ તત્વ તણો આ પીંડ અવની જેમ તેમછે. ૪
જીવ સેવને સદ્‌ગુરૂ દેવ સત્ય સુખ આપશે,
ઓળખાવશે જીવની જાત, સંશય સર્વે કાપશે;
જીવ વાધશે દ્રષ્ટ વિજ્ઞાન તે વસ્તુ વિચારતાં,
લિંગવાંચ્છના પામશે નાશ, શબ્દ સંભારતાં. ૫
**શુક્ર** સુંનું સદા છે આ શહેર, વેર માથે કાળનું,
આતો દેખવા માત્ર વિલાશ, ચટકું દીન ચારનું;
તમે મુવાને તે શું રૂઓ, આ કર્મ વેપારછે,
નથી રોનારાંરે રહેનાર, આદુનો વહેવાર છે. ૬
**શનિ** શુદ્ધ ભાવે કરી સેવ, ચેતન ધનસ્યામને,
જ્ઞાન વૈરાગ વિવેક વિચાર રટો રામ નામને;
ભરો પ્રેમ સવાઈ પોઠ સમજણ રૂડો સાજછે,
લેને દક્ષ થઈ લક્ષ અપાર, અવસર રૂડો આજછે. ૭
સાતે આવણે મઢીયો આ દેહ દીસે રળીયામણો,
માંહી ભરીએલ રૂજ વિકાર, નાવર કોણ કામનો;
પ્રભુ પુરણ પ્રેમ દયાળ કોટી કષ્ટ કાપશે,
**નથુરામ** કહે સત્ય સ્વરૂપ અભય ધામ આપશે. ૮

**દોહા.**

સાતેવાર ગાય સાંભળે, સમજીને નિષ્કામ;
નથુરામ નિશ્ચે કહે, પામે અક્ષર ધામ.

## માસ–બાર–રાગ દોઢીઆ મહિનાનો.

**કારતકે** કર સદ્ગુરૂની સેવાને, પુરણ લાવી પ્રીત;
આણી ઉલટ ઉરલે પરમાણી, નિર્ગુણ બ્રહ્મને નિત્ય,
નિર્ગુણ બ્રહ્મ સો નિત્ય તો જાણો, વિજ્ઞાન રૂપ ગુરૂ દેવ વખાણો।
આનંદ લાભતો અધિકો લેવા કારતકે કર સદ્ગુરની સેવા.
પુરણ લાવી પ્રીત. ૧

**માગશરે** માંડ મનુષ્યાદેહ પામ્યો, આથડો કલ્પ અપાર,
અનેકવાર ફેરા બહુ ફરીયો, ગણતાં ન આવે પાર;
ગણતાં૦ શું કીધું, સાત સમુદ્ર સમ પયપાન પીધું;
વિષય તૃષ્ણા તું તોય ન વામ્યો. માગશરે. ૨

**પોસે** પ્રવર્ત્તિએ પરવશ કીધો ને, વિસર્યો જ્ઞાન વિવેક;
નારીએ નેણાંને બાણે લેઇ બાંધ્યો, આળપંપાળી અનેક;
આળ૦ માં ડૂલ્યો, ધનધામને સૂત જોઈ ફુલ્યો;
રામરસતો તેં સ્વપ્ને ન પીધો. પોસે પ્રવર્ત્તિએ૦ ૩

**મહા** મહિને મનમોહ ધરીને, મલપતો ચાલે મુંઢ,
મોટમનો શિર મોટ બિરાજે, લાલચમાં અવરૂઢ;
લાલચમાં૦ તે જાણો લવ સુખ માટે પૂરમાં લૂટાણો;
કામાદિ નવ જાણ્યા અરિને. મહા મહિને ૪

**ફાગણે** જાણ ફુલ્યું કરમાશે, ક્ષણભંગુર તારો દેહ,
વશમી વેળાએ સો વેગળુ રહેશે મળતાનો મેળો જેહ;
મળતાનો૦ તે જાશે ભભુત કમીકે વીટ અંતે થાશે,
ત્યાં તેમ થઈ અળપાશે. ફાગણે. ૫

**ચૈતર** મહિને ચતુરાઇ ચૂકયો ને, લાગી માયા કેરી લહેર,
પાવસ જળમાં ડુબી ગયો ને ન જાણી પ્રેમની પેહેર;
ન જાણી પ્રેમ૦ ન ભાસે મૃગજળ પીતાં તૃષ્ણા ન ત્રાસે,
દુર જાઉ ને મુળથી થાકયો, ચૈતર. ૬

**વૈશાક** મહિને તુ જોને વિચારી, આવિલ્પીત મિથ્યા વિલાસ;

કહેવા માત્ર ખપુષ્પની પઠે, સ્વપ્ને જ્યાં સ્વશિર નાશ,
સ્વપ્નેο ન સાચું, દ્રષ્ટને શ્રુત તે સર્વે કાચું;
અનુભવ વિના પીડ છે અપારી, વૈશાક. ૭
**જેષ્ટ** મહિને તેંતો જુગતિ ન જાણી, લક્ષ ન લાધ્યો લેશ,
મરકટ મુષ્ટીમાં વસ્તુ ન લાધિ ને પામ્યો બંધન કલેશ;
પામ્યોο નહીં વાણી, કડી કાઢવાની કળ ન જાણી;
પરવશ દુખની દિઠી એંધાણી. જેષ્ટ. ૮
**અષાડે** થાયે આનંદ એલી, સંત સદા સુખ ધામ,
સાચે ભાવે કરી સેવ નિરંતર, નિશ્ચે કરે નિષ્કામ;
નિશ્ચેο મળ ગળે, પારસ પરસે લોહ રૂપ ટળે,
પુન્ય પાળ હોય જો આ ભવ પેલી. અષાડે થાય. ૯
**શ્રાવણે** શોધ કરે થાય શાંતી, વેદાંતે શુદ્ધ વિવેક,
આપો પુંગળતાં અન્ય ન ભાસે આદ્ય અદ્વૈત હું એક;
આદ્યο પ્રકાશે દ્વૈત પટંતર ભ્રમના નાસે,
કૈવલ્ય પદની ભાસે ત્યાં કાંતિ, શ્રાવણે. ૧૦
**ભાદરવે** ભિન્ન ભ્રમનાં ભાંગી ને પ્રગટ્યો આનંદ બોધ,
બ્રહ્માકાર થયુંછે ચરાચર આતમ સુખ અમોઘ,
આતમο જ્યાં વાધ્યો, સોહં બ્રહ્મ શબ્દ ત્યાં સાધ્યો;
અનહદ તાન ધુન્ય ત્યાં લાગી. ભાદરવે. ૧૧
**આસોએ** સુખ અખિલ મળીને, નિજાનંદ નીરવાણ,
જીવન મુક્ત દીસે જગતમાં પહોંચ્યો પરાપાર જાણ;
પોતોο શું થયું નામને રૂપ કાંઇ કહેવા ન રહ્યું,
**નથુરામ** નદી સિંધુ જળમાં ભળી. આસોએ. ૧૨
અધિકે આશ પુરણ અંતરની, સમજી મહાસુખ થાય,
જ્ઞાતિ ચાતુર્ય વેદી મોઢ બ્રાહ્મણ જે **નથુરામ** ગુણ ગાય,
નથુરામο ગણીછે સૌકો કહીએ સંવત ઓગણીસે;
સપ્ત ત્રીંશ શુદ બીજ કારતકની, અધિકે આશ પુરે અંતરની.૧૩

## પદ રાગ ધીરાનો.

મન એનું મેલુંરે મુરખ બેઠો ફેરે માળા;
હરિગુણ મોંઘારે સોંઘા હાથના ચાળા. ટેક.
જ્ઞાન વિનાનો કરેલુ બોલખારો, જેવું અલુણું અંન;
પરમાર્થની પેર ન જાણી, ધુળ મળ્યું એનું ધન,
છેતરી છોડાવેરે, પડ્યું લઇને વળે પાળા. મન. ૧
દેખાદેખી એતો કરણીનો કુડો, ડોળે જઈને ગંગ;
વાટે ને ધાટે ભુલ્યો હીંડે ભમતો, ઉજળું કરવાને અંગ;
ધોઈ ધોઇ થાકેરે કોયલા ન મટે કાળા. મન. ૨
ધન હતું ને ધર્મ ન કીધું, જોબનમાં જાણ્યા ન રામ,
બીલીથી બીતો ઘર ઊંટીયું પેઠું દીકરા લેઇ ગયા દામ;
બુઢો બેઠો રોવારે, જેવી રાંડી જોબનબાળા. મન. ૩
જે જન જાણે તે મહાસુખ માણે, આગુની હોય ઓળખાણ;
વિપ્ર નથુ કહે જેણે સદ્દગુરૂ સેવ્યા, નીપન્યા નર નીરવાણ,
એતો પદ આ દુરે જાણે જન ઝરણા વાળારે. મન. ૪

## પદ ૨ જું.

સલીલ ન ચેતેરે, કામા મનગમતા કરે;
મનવડે મોટારે શિર બાનું શામનું ધરે. ટેક.
સત્ ધર્મમાં સમજે નહીં ને, નહીં દયા ને નહીં દાન,
બહાનાને ઓળે એતો બળકરી બોલે, બેઠો ધરે બક ધ્યાન;
દુનિયાં કહે ડાહ્યોરે, તેને દેખી દેવ ડરેરે. સલીલ. ૧
દુધ સીંચી લીંબ મીઠો ન હોયે, ન હોય ભાવર ભુસુર,
વેળુને પીલ્યે કદી તેલ ન લાધે, કુચકા ખાંડે નહીં કુર;
શ્વાન નામ સાર્દુલરે, તેથી નહીં કાજ સરે. સલીલ. ૨
ખરા પટાધર પ્રગટ ખેલે, શિયાળથી કદી ન છુપાય,
તન મન ધન હરિ ચલણે સોંપે, થનાર હોય તે થાય;
સતવાદી શૂરારે, હિમ્મત હથિયારે લડેરે. સલીલ. ૩

હરિગુરૂ સંત તે તટ ત્રિવેણી, નાયે નિર્મળ નીર,
ભટ નથુ કહે રામ રંગમાં ભીના, શુદ્ધ કરે શરીર;
આધીનતા આવેરે, અગમની ખબર પડેરે. સલીલ. ૪

### રાગ નટ.

પુતનાં વિષ દઇ અમ્રત પાયો. એ રાગ.
વિશ્વમાં વિષ્નું ચરાચર વ્યાપી. ટેક.
વિશ્વક અંચતિ વિષ્નુ કહાવે, વ્યતિરેક નહીં કદાપિ. વિશ્વ. ૧
અણુંને બ્રહત જ્યાં ત્યાં તેમ રાજે, સ્વારથ જંગમમાં તે સ્થાપી;
નામ નેરૂપ જે નિર્મીત માંહે,પાવક પવનમાં પ્રતાપે. વિશ્વ. ૨
નભસ્થળને નભોકસ કહીએ, અખિલ બ્રહ્માંડ તે વ્યાપી;
ઉર્ધ્વ અધને દસદિશ કહીએ, માહા પ્રભ પ્રભા લોને માપી. વિ. ૩
જગ્ત તે વિષ્નુમય જે વિરાજે, અગમે નિગમે શાખ આપી;
જુગતે નથુ કહેજપમાળ ગ્રહીને,અન્યોઅન્ય આપે તેઆલાપી.વિ.

### પદ ૨ જું.

નાથને અનહદ માયા બનાઈ. ટેક.
અનંત કે કોઉ પાર ન પાવે, અનેક દીયા અકુલાઇ. નાથને. ૧
મિથ્યાને ભ્રમ સોઇ સત્યવત્ ભાસે, બુડે ઉખર જળ માંહી;
કલ્પ નહારસેં કળી ન જાયે, મોટા મોટા ધર્યા મુંઝાઇ. ના. ૨
દનુજ મનુજ દેવ મુની કિન્નર, અધવચ રહ્યા અટકાઇ;
જોગી જંગમ ને સેવડા સન્યાશી,લાલચેં તે ગયા લપટાઈ. ના. ૩
ડુબાઇ દીયા કૈ ગોતા ન લાધે, મહા પંથ પળ્યા તે લૂટાઇ;
**નથુરામ** કહે રામ રટણ કરંતાં, ચરને આવ્યે સુખ થાઇ. ના. ૪

### પદ ૩ જું.

નાથને નૌત્તમ ખેલ રચાયો. ટેક.
એકોહં બહુસ્યાં ઇક્ષણા કીની, માયા એ મહાતત્વ જાયો. ના. ૧
મહા તત્વસેં અહંકાર ભયોહે, તાસેં ગુન તીન ઉપજાયો;
તમો ગુનસેં પંચ માભૂત પ્રગટે, રજ ઇંદ્રી સમુહ નીપાયો. ના. ૨

મન બુદ્ધિ ચિત્ત અહંકાર સત્વસેં, અંતસ્કરણે સાથ પાયો,
માયા ને જીવ સહીત ષટ્ વીંશતી, તત્વ મીલી વીરાટ બનાયો. ના. ૩
વિષ્નુ આઈ માંહી વાસ કીયોહે, જડ મટી ને ચૈતન્ય પાયો;
**નથુરામ** કહેસો નેહે લો ન્યાળી, ઉત્પત્તિ તેમ ત્યાં તે સમાયો. ના.૪

## પદ ૪ થું.

સમજી સમરો સચ્ચિદાનંદ શ્વામી. ટેક.
પુરન બ્રહ્મ અખંડ અવિનાશી, ત્રિગુણાતીત બહુ નામી. સ૦ ૧
તરતમ ભાવસેં સો હીચકાસે, સ્વકતાનું કતિ પેર પામી;
વૈરાટ વિભુતીસેં સોહી વિલક્ષણ, તરણી સમીપ જ્યાં નૈજ્યાંમી. સ૦ ૨
વેદાંત ગુરૂએ પ્રગટ બતાયો, નિજાનંદ આનંદ નામી;
વેગમ પાર પરાપાર કહાવે, અક્ષરાતિત આરામી. સ૦ ૩
અનહદ પાઇ તબ સબગમ ચુકી, દ્વૈતની વેદના વામી;
વિપ્ર **નથુ** જેહી મુક્ત વિદેહી, ખળ્યાં ખેમાન ન રહી ખામી. સ૦ ૪

## રાગ સોરઠ મલ્હાર.

મોહ્યાછે કાંઇ મુનીવર રાયારે, ગોરી તારે તાજુડે. એ રાગ.
વરસે કાંઈ અમીરસ વાસે, નિજ પદ મહોલ પર્યે. ટેક.
ગુરૂગમ જ્ઞાન વૃષા ઋતુ આઇ, અનુભવ અભ્રની છાંયારે;
વસ્તુ વિચાર સો વીજળી ચમુકત, ચિદ્દ ઘનઘોર બનાયારે. નિજ. ૧
રણુકાર શબ્દ સુણી મન મોરા, સોહં શબ્દને સાધ્યોરે,
અવનિ અરક દીવ ઇંદુ ન ભાસે, અદ્વૈત આનંદ વાધ્યોરે, નિ૦ ૨
અનહદ એલી બની હે અનુપમ, વરસત રસવંત મિઠોરે,
બિંદુ ચલી સોઈ સિંધુ સમાણા, નામ નેટા નવ્ય દિઠોરે, નિ૦ ૩
અસિ પદ એક નાવિકામેં બૈઠે, અજરાઅ્રત પદ પાયારે,
**નથુ** કહે નિર્મણા ન્યાળે ન લાધે, ગેબ ગીયા ફેર નાયારે, નિ૦ ૪

## પદ ૨ જુ.

બની હે કાંઇ આનંદ એલીરે, અમીરસ વરસે અતી, ટેક.
ગુરૂગમ જ્ઞાનસો ગોર ગંભિરા, વિવેક બિજ ચમુકેરે,

મહારે વાયક માંહિ ગરજત ભયેઉ, જરણા ધનુષ ઝણુકેરે, અ૦૧
સંશય શાર્દુલ પરે પટકી શીર, મન મ્રગ આનંદ પાયોરે,
સોહમ શબ્દ ઊચારે શિખિ ચિત, ચિદઘન સુખ સવાયોરે, અ૦૨
આપ ઉલટસે ભયોહે ઉજાગર, પલટ્યા પ્રેમ તરંગારે,
ઊર્ધનહી અઘદ શદીશ કાંઇ, કલ્પન હારા નહી સંગારે, અ૦૩
નીર્મળી નિર્ગુણ નૈકામે બૈઠે, અદ્વૈત પદનીક પાયારે,
**નથુરામ** કહે નીર્માણ કરંતા, ગેબ ગીયા ફીર નાયારે, અ૦૪

## જીલણીયું

હવે તમે નંદજી ગોકુળ સાંચરોરે, ઉતરવો જમુનાજીનો ઘાટજો, એરાગ
હવે તમે સમજી મારગ સંચરોરે, ઉતરવો ભવસાગર તે અપારજો,
તેમાં નાવ નારાયણ નામનુરે, પોચાડે સદગુરૂ પેલે પારજો. હ૦૧
મિઠિ મધ લાળ તે માયા તણીરે, મકોડા થઇને શીદને વળગોજો,
ઘરપત્ય નાવે ભુખ્યો ઘરથકીરે, અનુભવરસતે રહીગ્યો અળગોજો, હ૦૨
મિથ્યા સુખમાં તે મરવું મથીરે, ફોગટ સુખ જોઈને ફુલાતોજો,
દેખી ધન દોલત ને દીકરારે, ગુમાની ચાલે છે મદ માતોજો, હ૦૩
જાણ્યને અંતે જાવું એકલુંરે, પરલોક પંથના સંકટ સહેશો જો,
પ્રભુજી લેખાં તમને પુછશેરે, તમે ત્યાં સ્યા સ્યા ઉત્તર દેશોજો હ૦૪
ખાતે ખોટ્ય દેખીને ખિજશેરે, જમરા જોર કરીને મારેજો,
દુખડા દેખી થરથર કંપશોરે, આવિ સંકટ કોણ નીવારેજો, હ૦૫
સમજી સમરો સુંદર શ્યામનેરે, વાલો મારો અનભે સુખડા આપેજો,
**નથુ**નાનાથને જે કોઈ અનભવેરે, શામળીયો થીર કરીને થાપેજો, હ૦૬

## બીજુ.

સાચું સગપણ સુંદર શામનુંરે, પ્રભુ વિન્યા સર્વે આળપંપાળ જો. ટેક.
મેળો મળતાનો સૌ માનવીરે, સૌને માથે કાળકરાળ જો. સાચું૦ ૧
સ્વાર્થે સંબંધે સર્વ મળ્યારે, સુતવિત દારા તે બહુ ભાતીજો;
કઠણ વેળાયે કોયે નહી કામનારે, જ્યારે આવી જમરા રૂંધે છાતીજો,
ભુલવણી માયાની બહુ ભાતનીરે, તેને કોઈ જાણે જાનનહાર જો;

જેને જગતગુરૂએ જાળવ્યારે, તેતો દેહ દરશથી ન્યારાજો. સાચું૦ ૩
જેણે હરી જાણ્યા તે જીતીયારે, ભવમાં લાભ ઘણેરા લીધાજો;
દાસ **નથુ** તો દેવ દયાનીધીરે, હાંરે કઇ દાસ હજુરી કીધાજો. સા૦૪

## ત્રીજુ.

ભાવે ભજીયે પુરણ બ્રહ્મનેરે, ખાલી ખેલ તે દીસે ખોટાજો,
મોઘાં મુલો દેહ તે મનુશનોરે, કાયા જાણો પાણી પરપોટાજો. ભા.૧
સમરથ કઇ મોટા ચાલી ગીયારે, રાવણ કુંભકરણ રણવંકાજો;
ગીયા કૈં છત્રપતી તે શુ ગણુંરે, શીરપર કાળના બાજે ડંકાજો. ભા.૩
પરહરીયા ખાંડ ચાલો પાધરારે, ભજતાં કાજ ભલેરાં થાશેજો;
જપને જાપ નારાયણ નામનોરે, સેજે સંકટ સર્વે જાશેજો. ભા.૨
સાચા સદગુરૂ દેવને સેવતાંરે, મહામુલ ભક્તિ પદારથ મળશેજો;
**નથુરામ** કહે તે નીર્ભય થઇ રહેરે, તેનો ભવનો ફેરો ટળશેજો. ભા.૪

## પદ ૪ થું.

પ્રેમે પ્રભુને ભજીલે પ્રાણીયારે, ચેતિ કુડકપટને છાંડોજો,
ભક્તિ મારગ ખાંડાધારછેરે, માહ હિમતથી પગ માંડોજો. પ્રેમે.૧
પાળ્ય તો પુરપેલી તું બાંધજેરે, મનવા કાળ કરોધને મારેજો;
પ્રાણી પરમારથને પ્રીશીએરે, ધીરા રહીને જરણા ધારોજો. પ્રેમે. ૨
સાંચ્યું ધન્ય તે નાવે સંગત્યેરે, હરિને અર્થે કરી હાથ ઠારોજો;
જે જન સતે હુતે નહી વાવરેરે, એતો હાથે કરીને ભવ હાર્યોજો૦ ૩
પરના અવગુણને નવ્ય પેખીયેરે, સચરાચરમાં હરી રહ્યા વ્યાપીજો;
કહે **નથુરામ** તે શિખ કલ્યાણનીરે, કળિ મેલ વ્યાપે નહી કદાપિજો.૪

## ગરબી. ૧ લી.

વિહળ વારૂ કરોને વાણીયા તણિરે,      એરાગ.
હાંરે તુંતો ઓળખ્ય આતમારામનેરે,
ઘટો ઘટચ જાણોને ઘનશ્યામનેરે;      ટેક.
હાંરે એતો વ્યાપિ સરવમાં એક છે,
એનાં નામને રૂપ અનેક છેરે;      તુંતો. ૧

હાંરે એતો અળગો નથી પ્રભુ આપથીરે,
દ્વૈત દીસે માયાના થાપથીરે; તુંતો. ૨
હાંરે એને ઓળખે મહાસુખ પામશોરે,
આવો ગમણ્ય તણા દુખ વામશો; તુંતો. ૩
હાંરે, **નથુરામનું** રૂપ રૂદીયે ઠરેરે,
જારે સદગુરૂ દેવ દયા કરેરે; તુંતો. ૪

**ગરબી ૨ જી.**

હાંરે રામ રટણ કરોને તમે રંગમારે,
સદા વાસ વસોને સતસંગમારે; ટેક.
હાંરે સાધુ સંગત્યે તે સત્ય વસ્તુ મળેરે,
જરા મ્રતુ સંકટ સરવે ટળેરે; રામ. ૧
હાંરે તનમનને ધન્ય ચરણે ધરોરે,
શિર અરપણ હરી અરથે કરોરે; રામ. ૨
હાંરે મ્રર જીવડા થઇને રસ માણીયેરે,
હરિ ગુરૂ સંત એકરૂપ જાણીયેરે; રામ. ૩
હાંરે દાશ **નથુ** કહે નામ ટેક રાખીયેરે,
મનમા ન મોટાઈ દુર દાખીયેરે; રામ. ૪

**ગરબી ૩ જી.**

હાંરે મોંઘો ભક્તિનો રસ ભાવે માણીયેરે,
ભીન ભાવ હયામાં ન આણીયેરે; ટેક.
લાજ મરજાદ જગની મેલીયેરે,
ખોંખારી ખાંડાની ધારે ખેલીએરે; મોં. ૧
હાંરે શિર સોંધુ કરીને સત રાખીયેરે,
ભીડ પડે અસત નવ્ય ભાંખીયેરે; મોં. ૨
હાંરે દયાદાન આધેનતા આણીયેરે,
દાતા ભોક્તા હરીને જાણીયેરે; મોં. ૩
હાંરે **નથુરામ** કહે સંતની સેવા કરોરે,
ભવસાગર તરીને પાર ઉતરોરે; મોં. ૪

### ગરબી ૪.

હાંરે પાર ઊતારોને ભક્તિ કરી કરીરે,
આવો અવસર નાવે ફરીફરીરે; ટેક.
હાંરે પ્રેમ પ્યાલા તે પીયોને ભરીભરીરે,
જપે જાપ તે મુખથી હરીહરીરે; પાર્ય. ૧
હાંરે તમે ડગલાં તે ભરજો ડરીડરીરે,
મેલી મનખ્યો ને જાવુંછે મરીમરીરે; પાર્ય. ૨
હાંરે મોહ મમતાને મેલજો પરીપરીરે,
ઠીક થાનકે તે પોસજો ઠરીઠરીરે; પાર્ય. ૩
હાંરે **નથુરામ** કહે રહોને ઘડીઘડીરે,
ધણી ધીંગાનું ધ્યાનં લ્યો ધરીધરીરે; પાર્ય. ૪

### ગરબી ૫ મી.

હાંરે ધીરાધીરા રહી ધરમને આદરોરે,
વારેવારે મનખાદેહ નહી ધરોરે; ટેક.
હાંરે જીણા જીણા થઈ જુગતીને જાણીયેરે,
મન મારીમારી રસ માણીયેરે; ધીરા. ૧
હાંરે પુરા શુરા થઈ સનમુખ ચાલીયેરે,
ઘેરીઘેરી વીશય વેરી વારીયેરે; ધીરા. ૨
હાંરે જીતો જીતો હેમત હથીયારથીરે,
જાણો જાણો પથર માયા પારકીરે; ધીરા. ૩
હાંરે **નથુરામ** કહે સંતની સેવા કરોરે,
તન મનને ધન્ય ચરણે ધરોરે; ધીરા. ૪

### ગરબી ૬ ઠી.

હાંરે સાચા સંતને સેવીને સુખ માણીયેરે,
હરીજન હરીને રૂપે જાણીયેરે; ટેક.
હાંરે એવા ભાગ્યા ભક્તિમાં નથ ભળેરે,
માણો માયા મનખો ફરીને મળેરે; સા. ૧

હાંરે કરો સેવા તો મેવા મીઠા મળેરે,
સત ધર્મ ચોરાશી ફેરો ટળેરે; સાચા. ૨
હાંરે દયા દાન આધેનતા આણીયેરે,
જુઠી માયા જગતની જાણીયેરે; સાચા. ૩
હાંરે **નથુરામ** કહે સંતની સેવા કરોરે,
વારેવારે મનખાદેક નહી ધરોરે; સાચા. ૪

## ગરબી ૭ મી.

હાંરે ખોટા ઓરતો ન કરો ભોળા માનવીરે,
વાત કર્મ તણી સત્ય જાણવીરે; ટેક.
જેવું લલાટે લખેલ તેવું પામશોરે,
વળી મળશે કમાણી જેવી કામશોરે; ખોટા. ૧
દૂખ દેખીને દીલ કાં ડરોરે,
સુખવાળા એકાર તમે કાં ધરોરે. ખોટા. ૨
લેખ લલાટે લખેલ ટાળ્યા નહી ટળેરે,
સુખ દુખ તે સેજે સર્વે મળેરે; ખોટા. ૩
**નથુરામ** કહે માગ્યું કાઇ નહી મળેરે,
સૌને કરી કમાણી સેજે ફળેરે; ખોટા. ૪

## ગરબી ૮ મી.

હાંરે પરીબ્રહ્મને ભજીને સુખ પામીયેરે,
જરા મરણ તણા દુખ વામીયેરે; ટેક.
બ્રહ્મ વ્યાપક સકળમાં ભાળીયેરે,
લિંગ આશ સમૂલી ખાળીએરે. પરી. ૧
દ્વૈત ઉપાધી જીવ રૂપ જાણીયેરે,
લીન લીંગ તે શીવ પરમાણીએ રે. પરી. ૨
તુર્યા તીત ઉનમની થઈ રીઓરે,
જીવન મુક્ત વેદાંત ગુરૂવે કસો. પરી. ૩
હાંરે **નથુરામ** કહે નીજ રૂપ ન્યાળીયે રે,

બાર ભીતર ચૈતનબ્રહ્મ ભાળીયેરે. પરી. ૪

## ધોળ ૧ લું.

ચાલો જોવાને જાયે. એ રાગ.

સેહેજે સેહેજે મુને સદગુરૂ મળીયા, અનુભવે ઓળખાવ્યું આપરે.
અંગે આનંદ વાધ્યો.
આદ્ય અંત્ય મધ્ય અદ્રૈત ભાસ્યું, ટળિયા તે સકળ સંતાપરે.
અંગે આનંદ વાધ્યો. ૧
વેદાંત હારદ હાથમાં આવ્યું, કેવા ગ્રેવા નર્યું કાંઈરે. અંગે.
એક અખંડિત આતમા દીસે, તત્વ મસી મળ્યું ત્યાંઈરે. અં.૨
પંડમાં બ્રહ્માંડબ્રહ્માડમાં પોતે, ઓતપ્રોત દીઠો વ્યાપરે. અંગે
મણિમાંહી સુત્ર સુત્ર મણીમાંહી, માહાવાયકે આપ્યો માપરે.
અંગે આનંદ વાધ્યો. ૩
એક સુરજ બહુ બિંબ પ્રકાશે, જળ રંગ તેવો પ્રકાસે. અંગે.
રેહ અનંતને વરણ વીભાગ, રૂપ વીશે નઈ વીકારરે. અંગે ૪
શબ્દ પ્રમાણે સુણાવે પ્રચંદો, બેજણ નહી બોલનારરે. અંગે.
માયા બિંબે જીવ રૂપ જણાણું, દ્રૈત પણાનો વેવારરે. અંગે. ૫
સદગુરૂવે જ્ઞાન અંજન આંજ્યું, જણાવી જીવની જાત્યરે. અંગે.
શબ્દ ગ્રહી સત્ય સ્વરૂપ સોધ્યું, **નથુરામને** થઈ નિરાંત્યરે.
અંગે આનંદ વાધ્યો. ૬

## ધોળ ૨ જું.

સદગુરૂએ મારી ચાહતા કીધી, સાને સ્વરૂપ બતાયુંરે.
રંગે રૂપમાં રેલી.
સુણીઓ શબ્દ થઈ સુખ શાંતી, હારદ હાથમાં આવ્યુંરે.
રંગે રૂપમાં રેલી. ૧
જ્ઞાન ગ્રહી મેંતો ધ્યાનજ કીધું, ઓળખવાનીજ આયરે.
રંગે રૂપમાં રેલી.
ખટ ચક્ર મેલી આગે રૂપ દીઠું, દ્વાદશ અંગુળ માંયરે.

રંગે રૂપમાં રેલી. ૨
ગગન ગરજે ને વીજળી ચમકે, જોતી જરૂખા માંયરે.
રંગે રૂપમાં રેલી.
અમૃત ધારાએ અખંડ વરસે, આનંદ એલી ત્યાંયરે.
રંગે રૂપમાં રેલી. ૩
જળમળ જ્યોતી જળહળ ઝળકે, ટાળ્યા તીમર અંધકારરે
રંગે રૂપમાં રેલી.
નામને રૂપ ત્યાં કાંઇ ન દરસે, કેવળ તેજ અંબારરે.
રંગે રૂપમાં રેલી. ૪
પૂરણ રૂપમાં પ્રેમે હું ખેલું, સચ્ચિદાનંદ સ્વરૂપરે. રંગે.
અનભે દશા અંતર નવ્ય દીઠો, મળીયુ તે રૂપમાં રૂપરે. રંગે ૫
એકાંત સુખ નિજાનંદ વાધ્યો, પ્રિત્ય લાગી મુને પ્યારીરે રંગે;
બહુ નામી એક સ્વામીને પામી, દાસ નથુ બલહારીરે.
રંગે રૂપમાં રેલી. ૬

## ગરબી ૧.

ઓ રથ ઓળખોરે આવ્યા મથુરાંથી મુરારી. એ રાગ.
દુલભ દેહ ધરીરે તેંતો શાં શાં સુક્રત કીધાં,
દુલભ દેહ ધરીરે અમૃત ઢોળી વીખડા પીધા. ૧
દુલભ દેહ ધરીરે તેંતો પરમારથ નવ્ય કીધું,
દુલભ દેહ ધરીરે તેંતો દુરબળને દુખ દીધું. ૨
દુલભ દેહ ધરીરે તેંતો સત ધરમ નવ સાધ્યો,
દુલભ દેહ ધરીરે વીશે વીકાર તો બહુ વાધ્યો. ૩
દુલભ દેહ ધરીરે તેંતો નીંદા સુરતા સાંધી,
દુલભ દેહ ધરીરે તેંતો પાપ તણી પાળ બાંધી. ૪
દુલભ દેહ ધરીરે તુંતો ધાઇ કરે બહુ ધંધો,
દુલભ દેહ ધરીરે તુંતો આંખ્યો છતાં થ્યો અંધો. ૫
દુલભ દેહ ધરીરે તેંતો સત સંગત નવ કીધી

દુલભ દેહ ધરીરે તું તો સાન સમજ્યો નહી સિધિ. ૬
દુલભ દેહ ધરીરે વીનતા રૂપી વળગી વ્યાધી;
દુલભ દેહ ધરીરે તું તો અળગી કર્યને ઉપાધિ. ૭
દુલભ દેહ ધરીરે હું તો સદગુરૂ વચને સાધ્યો;
સ્વામી નથુરામનોરે, મુજને અમુલખ હીરલો લાધ્યો. ૮

## ગરબી ૨.

હરી હિરલો તજીરે, તેં તો પથરે ચીત પરોયું;
જોખ્યમ થાય ઘણું રે, તેં તો જાગીને નવ્ય જોયું. ૧
જેણે તુંને જાળવ્યો રે, ગર્ભમાં રક્ષા કરી ગોવિંદે;
તેતો દુખ વીસર્યો રે, અભાગી વળગ્યો અવળે ફંદે. ૨
કોલ તારો ક્યાં ગીયો રે, હરિશું બોલડીયે બંધાણો;
બિક નથિ રાખતો રે, ધુમસ માયામાં ઘેરાણો. ૩
આજ નથી જાણતો રે, તારી અંતે આંખ ઉઘડશે;
જમદુત આવશે રે, માથે માર મુદગરના પડશે. ૪
લેખાં જ્યારે માગશે રે, તારે શિ ગતી થાશે તારી;
કાંય નથી કામનો રે, મિથ્યા જનની ભારે મારી. ૫
કમાઈ કંઈ ભવ તણી રે, વીચાર્યા વીના બેઠો વામિ;
કૃતઘ્નિ કાંવીયો રે, હઈયાના ફુટા લુણહરામિ. ૬
જખતો મારી ઘણી રે, જરણા સત્ય ધરમ નવ જાણ્યો;
મદમાતો ફરે રે, તેં તો ઉરમાં એંકાર આણ્યો. ૭
સદગુરૂ સેવતાં રે, અદ્વૈત અનભે વસ્તુ આપે;
સ્વામી **નથુરામ**નો રે, વાલો મારો થિર કરીને થાપે. ૮

## ગરબી ૩ જી.

થિર તું નથી થીયો રે, થોડે થાકિને કાં બેઠો;
અધવચ આથડે રે, નહી કાંઈ ઊંચો ને કાંઈ હેઠો. ૧
આળસ અતિઘણું રે, અવસર આળ પંપાળે ખોયો;
પરવશ થઇ ફરેરે, પ્રાણી પ્રપંચમાં જીવ પ્રોયો. ૨

મેડી મોટાં માળિઆંરે, મનોહર મીઠા બોલી નારિ;
દોલત દિકરારે, ખુબ તે ખીલિ રહી ફુલવાડી. ૩
મારૂં તે માની રિયોરે, મનખો મળતાનો તે મેળો;
કોઇ કેનું નથીરે, માથે મરણ તણો ઉભેળો. ૪
એકલોતું આવિયોરે, અંતે એકલડું તે જાવું;
સાંચ્યું નાવે સંગતેરે, ગાંઠે ભાતું હોય તે ખાવું. ૫
ખરેખરો ખેલ છેરે, લેખાં તલ તલનાં તે લેશે;
દુખભર ડોલતું રે, આડા હાથ આવી કોણ દેશે. ૬
ધર્મનો ન્યાયછે રે, તેતો તોલ કરીને તોળે;
સંકટ છે ઘણાંરે, જમરા બળ કરીને બોલે. ૭
ભવપાર પામિયેરે, સર્વે સંકટ સદગુરૂ કાપે;
સ્વામી **નથુરામ**નો રે, રંગમાં રિજ્યા વૈકુંઠ આપે. ૮

### ગરબી ૪.

જે જન જીતીઆરે, તેના વૈષ્ણવ જશ વખાણ્યા;
જે જન જીતીયારે, જેણે પરમારથ પરમાણ્યા. ૧
જે જન જીતીયારે, તેતો વેદ પૂરાણે વંચાણા;
જે જન જીતીયારે, તેતો જુગો જુગ જણાણા. ૨
જે જન જીતીયારે, કૃશ્નનિ કિર્તિમાં નામ કાવે;
જે જન જીતીયારે, હરિના મંદિર મોલ ચણાવે. ૩
જે જન જીતીયારે, જેનું નામ જુગોજુગ જાણે;
જે જન જીતીયારે, માહાજન સતસંગે પરમાણે. ૪
જે જન જીતીયારે, જેના સદગુણ સંત વખાણે;
જે જન જીતીયારે, સંતને સાંભારે ટાણે ટાણે. ૫
જે જન જીતીયારે, સતને અર્થે મસ્તક અર્પ્યું;
જે જન જીતીયારે, સર્વે શ્યામને ચર્ણે સમર્પ્યું. ૬
જે જન જીતીયારે, જરણા ધારણ વાળા ધિરા;
જે જન જીતીયારે, વીરલા વિવેકિ સુરવીરા. ૭
સદગુરૂ સેવિયારે, સેજે સંશે સર્વે ટળીઆ;

સ્વામી **નથુરામ**નારે, વાલો મારો આપોઆપે મળીયા. ૮

---

## પંદર તીથિઓ.

ઓધવજી અમ સાથે એણે, છળ કિધો છોગાળે જોરે આ.

તે રાગ.

પડવે જાણે પંડ બ્રહ્માંડે, આપે રિયો અવિનાશિ જોરે આ;
અળગો નથિ એ અંતરજામિ, પ્રગટ રિયો પરકાશિ જોરેઆ. ૧
બિજે સોઈ બહુ નામિ બોલે, વિષ્ણુચરાચર વ્યાપિ જોરેઆ;
ચેતન હારા ચેતી ચાલે, સદ્‌ગુરૂયે શિખ આપિ જોરે આ. ૨
ત્રિજે હરિનિ ત્રિગુણી માયા, લાલચ લોભ દેખાડે જોરેઆ;
કેવા માત્ર વિલાસ કહાવે, લાલચુને રમાડે જોરે આ. ૩
ચોથે ચાર પદારથ ચુકો, વિષય વસ્તુ વાધિ જોરે આ,
મદ મોહે તે ફુલ્યો ફરે છે, અનેક કરે ઉપાધિરે જોરે આ. ૪
પાંચમે પ્રપંચમાં ચિત પ્રોયુ, ત્રિવિધિ તાપે તપિયો જોરે આ;
હું મારૂં માનિ લપટાણો, જગજીવન નવ્ય જપીઓ જોરે આ. ૫
છઠે છેક ફજેતિ થાશે, મણું તણુ વેર મોટું જોરે આ;
કાયા કાચી પાણી પરપોટા, ખાતું નીકળશે ખોટું જોરે આ. ૬
સાતમે સુતવિત દારાને બંધુ, જુઠું સર્વ સંસારિ જોરે આ;
કઠણ સમે કોઈ કામ્ય ન આવે, શિગતી થાશે તારિ જોરે આ. ૭
આઠમે અમુલખ અવસર આવ્યો, આળ પંપાળે ખોયો જોરે આ;
પરમારથ તો પ્રિછયો નહીને, ઉખરમાં બીજ બોયો જોરે આ. ૮
નોમે નફટને લાજ ન લાગે, ગેમારને જ્ઞાન નાવે જોરે આ.
શ્વાનનુ પુછ તેલ લપેટી રાખે, શીધું તે નહી થાવે જોરે આ. ૯
દશમે દુષ્ટનિ સંગત્ય કિધી, એંકાર ઉરમાં આણ્યો જોરે આ;
ફુલ્યું તે નશ્યાં કરમાશે, જરા વિવેક ન જાણ્યો જોરે આ. ૧૦
એકાદશિ વૃત નિમ ન પાલ્યાં, ફોગટ ફાંફાં મારે જોરે આ;
પાપે કરિને પેટજ ભરિયું, હાથે કરિને ભવ હારે જોરે આ. ૧૧

બારશે બિક મેલિને બેઠો, દેખતડો નર અંધો જોરે આ;
થોડાને જીવતરનિ માટે, ધાઈ કરે બહુ ધંધો જોરે આ. ૧૨
તેરશે તલખે ટાણે ટાણે, મોહ ઘણેરો મનમાં જોરે આ;
ત્રષ્ણા ન ટળિ કૈ કાળ કુટાણો, ત્રપ્તિ નહિ તે તનમાં જોરે આ.૧૩
ચૌદે લોકનિ સંપતિ મળતાં, તોયે મનને અધુરૂં જોરે આ;
શાંતિ વિનાનું સુખ નહિ ઉપજે, પ્રેમ વિવેકે પુરૂં જોરે આ.૧૪
પુરણ ચંદ્ર કળાએ શોભે, સદગુરૂ શબ્દે જે સાધે જોરે આ;
જીસનો ડંકો વાગે જુગમાં, લાભ અમર લોક લાધે જોરે આ.૧૫
પનરે તીથિ જે પ્રેમે કરીને, સમજીને જન ગાશેજોરે આ.
દાસ **નથુ** કે' નિરગુણ દાવે, વેલો વૈકુંઠ જાશેજોરે. આ. ૧૬

## ગરબો ૧ લો.

નહિ આપુંરે નંદજીના લાલરે, મહીડાં હરી મારાંરે. તે રાગ.
પ્રથમ પુજુ તે સદગુરૂ ચરણરે, પ્રેમસુખ પાવારે;
મારે ફળીયાં પુરવનાં પુંન્યરે, દુર થિયા દાવારે. ૧
ઠિક ઠર્યું મારૂં ચીંતસ્થાન ઠોરરે, સદગુરૂ સંગેરે;
ભલિ ભાંગી દિલડાનિ ભ્રાંતરે, રાચ્યું હરી રંગેરે. ૨
રંગ અભીનવો આનંદ ધામરે, દ્વૈતપણે નાવેરે;
જન જેવો જેવો કરે જીહાં સંગરે, રંગ તેવો લાવેરે. ૩
કરો સદા સંતશું સત્ય ગુંજરે, પાપપુંજ ટાળેરે;
મટે તાપ વ્રાત પાપના સંતાપરે, ગર્વ સર્વ ગાળેરે. ૪
શિરકાળ વ્યાળ જાળનિ છોહરે, મોહ માયા મોટારે;
મેલ્ય વાજ આજ કાજ કર શુભરે, ખેલ આતો ખોટારે. ૫
તજ્ય દેહગેહનો તું સનેહરે, છેહ સોધ્ય દેસ્યેરે;
જુઠી જાયા માયા જાણ્યને સુજાણરે, અભ્રછાયા જેછેરે. ૬
કરે રોધ ક્રુર ક્રોધ મદમોહરે, મોટપે તે માણેરે;
સુખ લેશ પામે ક્લેશ દુખ શેશરે, જુગત્યે ન જાણેરે. ૭
હોલદોલ મીઠો બોલ જુઠો કોલરે, કુટિલનો કાવેરે;
મન મ્રોર ચીંત ચોર વન મોરરે, શાપનેજું પાવેરે. ૮

કામ અંધ કરે ધંધ પામે બંધરે, શાંતગુણ ચુકિરે;
અંગો અંગ નારી સંગ રિજે રંગરે, ધ્રીક રહે ઢુકિરે. ૯
રહે જુક માને સુખ અંત્ય દુખરે, પામરૂખ પેખોરે;
જ્ઞાનહીન મર્ગમીન સર્ય ચીનરે, સ્વાદ પાશ દેખોરે. ૧૦
જેમ લાળી ભક્ષભાળી તાણે જાળિરે, ચિંત્ય સુખ સાંધ્યુંરે;
કરે આશ પરે પાશ અંત્ય નાશરે, આપેંઆપ બાંધ્યુંરે. ૧૧
ભુલિ આપ જપે જાપ નાવે માપરે, સંતાપ નઇ નાસેરે;
કોટિ કાય અંધ પાશ નઇ પ્રકાશરે, મુખ નવ્ય ભાસેરે. ૧૨
ગુરૂહિન સો મલી દીસે દીનરે, ભિનભિન ભાળેરે;
કયા શ્યામ મન્ય કામ હુંડેધામરે, નીક નવ્ય ન્યાળેરે. ૧૩
જુગ્તિ જાણી લ્યો પ્રમાણિ સત્ય વાણીરે, ગુરૂની વેદાંતિરે;
ટળે ફંદ સુખકંદ નીજાનંદરે, સેજે થાય શાંતિરે. ૧૪
વાધે પ્રેમ નહી નેમ સદાક્ષેમરે, નિષ્કામ કાવેરે;
ગ્રહી ટેક રૂપરેખ આધ એકરે, ભલુ મન્ય ભાવેરે. ૧૫
બ્રહ્મ ભુગ્ત સોહિ મુગ્ત વદે સુગ્તરે, એહિ પદ આદુરે;
નથુ એજ લાભ લેજ તંત તેજરે, ચિંત્યલાગે સ્વાદુરે. ૧૬
લાભ લોટ પ્રેમ પ્રોઢ વિપ્ર મોઢરે, ગાયો નથુરામેરે;
પૂર્વ કર્મ હેડુ ધર્મ કહુ મર્મેરે, શ્રી માંડવી ગ્રામેરે. ૧૭

## ગરબો ૨ જો.

ગુણ ગ્રામ સત્ય કામ અભે ધામરે, ગુરૂદેવ આપેરે;
પુજુ પાય દુખ જાય સુખ થાયરે, કોટિ કષ્ટ કાપેરે. ૧
સત્યદેવ કરૂં સેવ અહમેવરે, સત્યરૂપ ભાસેરે;
આવ્યો માપ આપો આપ જપુ જાપરે, પ્રેમથિ પ્રકાસેરે. ૨
સત્યરૂપ ને સ્વરૂપછે અનુપરે, અનુભવેં જોતાંરે;
હોય દક્ષ આવે લક્ષ ત્યાં પ્રત્યક્ષરે, સત્યચિત પ્રોતાંરે. ૩
જાણ્યો મર્મ ભાગો ભર્મ ટળ્યું કર્મરે, પૂર્ણપદ પામીરે;
સાંધિ સર્ત મોહ ગર્ત ટળે તર્તરે, જાણિ સત્ય સ્વામીરે. ૪
જાણિ ધર્મ વિના શર્મ સુખ પર્મરે, વેદાંત વખાણુંરે;

ખિજભજી માયાતજી જ્ઞાને ગર્જીરે, માહા રસ માણુરે. ૫
રસ સ્વાદ નઇ વિશાદ આહ્લાદરે, ચિંત લાગે સ્વાદુરે;
સર્યુ કાજ મટયો વાજ મળ્યું રાજરે, જેહી પદ આદુરે. ૬
નિજવાસ બ્રહ્મભાસ સ્વ પ્રકાશરે, ચિદઘન કાવેરે;
દ્વૈતબંધ ટળ્યો ફંદ નીજાનંદરે, સહજ સ્વભાવેરે. ૭
બ્રહ્મ ભુગત સોહિ મુગત વેદ સુગતરે, એહિપદ સાચુંરે;
**નથુ** એજ લાભ લેજ તંત તેજરે, અન્ય કામ કાચુંરે. ૮

## ગરબી ૧ લી.

ઓછી તે જાત્ય આહિરનીરે. એ રાગ. તથા
મારો વાલો વ્રજમાં આવે નહીરે. તે રાગ.

હરિને ભજ્યા વિન્યા નહી તરોરે. ટેક.
જાય જન્મ મરણનાં દુખરે સેજે સંપતિ તુંને સાંપડેરે;
તારે થાશે સરવથા સુખરે. હરિને ભજ્યા૦ ૧
પ્રાણિ અનેક વારતું અવતર્યોરે, તેનો ગણુતાં ન આવે પારરે,
પશુપક્ષી નરનારનારે, કિટ પતંગના ધર્યા અવતારરે. હરિને. ૨
માંડ કરિને મનખાદેહિ પામીયોરે, જેના વેદ કરેછે વખાણુરે,
માન મોટાયે ચાલે મલપતોરે, ચિત ચેતિલે ચતુર સુજાણુરે. હરિ. ૩
જીવ થોડા જીવતને કારણેરે, કરે અપ ધર્મનો ઉપાયરે;
પ્રભુનો ડર નથી રાખતોરે, એવા અનેક કરે અનીઆયરે. હરિને. ૪
મન્ય જાણે તે મારે મરવું નથિરે, મુખે બોલે તે કડવી વાણ્યરે;
કાળ અચાનક આવશેરે, કાયા પાણિ પરપોટો જાણ્યરે. હરિને. ૫
ત્રશ મ્રગજળ પિતાં નઇ ટળેરે, રામ રટણ કરોને રસપાનરે;
સદગુરૂ જ્ઞાન બતાવશેરે, તુંતો મેલિ દે માન ગુમાનરે. હરિને. ૬
આતો ખોટો તે ખેલ સંસારનોરે, તેમાં સાચું નારાયણ નામરે;
હેત ધરીને હરીને ભજોરે, વાણિવદે તે વિપ્ર **નથુરામ**રે. હરિને. ૭

## ગરબી ૨ જી.

અંતકાળે સગુ નહી કોયનુંરે, ટેક.

મરણ માથે મોટેરો મારરે, જમનિ ઝપટ જ્યારે લાગશેરે;
તારે કોઈ તારી નહી કરે વારરે, અંતકાળે સગુ નહી કોયનુંરે. ૧
કાળ દેખીને માંડુ કંપવારે, થાય જીવડો તે હાલકલોળરે;
હાથમો ધરિયુ બિયામણારે, એનાં ચિતડામાં લાગી ચોળરે. અં.૨
ત્રુટે નાડીયોને જીભતો ટુંકી થઇરે, ઘુરઘુર તે શ્વાસ ઘુંટાયરે;
વિશ્રામ ક્યાંયે દીસે નહીરે, એતો અનેક દુખે અકળાયરે. અં.૩
કાળજ્વરે તે જોર કર્યું કારમુંરે, રોમે કોટિ વિંછિનિ જાળરે,
ચોર તે આવીલાગ્યા લુંટવારે, એનો કોયે નહી રખવાળરે. અં.૪
વ્યાપી વેદનાને બોલતો બોલે નહીરે, રાગી ફુટકીને શ્વાસનું જોરરે;
દશે તે દેવ ઉડીગીયારે, અકળાણોને મુખ લાલચોળરે. અંત. ૫
કોય કઠણ વેળાયે કેનું નહીરે, સઉ સારાનું સગુ આ સંસારરે;
વશમી વેળાયે બેઠાં વેગળાંરે, એમાં કોયે ન કરે એની વારરે. અં.૬
એવિ કઠણ તે ચોટ જાણો કાળનિરે, એમાં અનેક દુખડાં અપારરે;
**નથુ**ના સ્વામીને ભજો ભાવથીરે, વાલો ઉતારશે ભવપારરે. અં.૭

**ગરબી ૩.**

રો રો હંસા રંગ મોલમાંરે, ટેક. પિયા તરછોડી ચાલ્યા પરદેશરે,
છોટિ ઉમર હું સુંદરીરે, મારૂં જોબન બાળુડે વેશરે, રોરો. ૧
મારે નાન પણાનો નેડલોરે, તમે પુરણ લગાડેલ પ્રિત્યરે;
સુખના દિવસ કેમ વિસરૂંરે, રંગ રિજ્યા જાણો તમે રિત્યરે. રોરો.૨
પિયા વીશ્વાસે હું વળગી રહીરે, તમે કિધેલ કોલ કરાર રે;
અધવચ્ય મેલી મુને એકલીરે, દયા દિલડે ન લાવ્યા લગારરે, રોરો.૩
જોવો જાંખો ઝરૂખો ગોખ જાળીયારે, ખાંતે રમતાં તે ખાવા ધાયરે;
શેર છોડીને પીયા ચાલીયારે, અમે એકલાં તે કેમ રેવાયરે, રોરો.૪
મોઘો મનખો વારે વારે નહિ મળેરે, જેનાં વેદ કરેછે વખાણરે;
પછે પસ્તાવો કોણ કામનોરે, મારા શાયબા ચતુરસુજાણરે, રોરો.૫
હંસા રો રો આજુનિ રાતડીરે, મનમાન્યા માણોને તમે મોજરે;
સજન સનેડો મુને સાંભરેરે, ખાલી પિંજરૂં ક્યાં કરવી ખોજરે. રોરો.૬
આશા નારી છોડીને હંસો ચાલીયોરે, પંથે પળ્યો તે એકાએકરે;

કમાણીનકીધિ દુખ કારમ્યુંરે, એમ આથડ્યા તે કલ્પ અનેકરે, રોરો.૭
સત સંગે તે હરી રસ પીજીયેરે, કરો પરમારથ રૂડાં કામરે;
દાસ **નથુ**નો દેવ રિજશેરે, પછે પામશો તે વૈકુંઠ ધામરે. રોરો. ૮

## ગરબી ૪.

સમજોતો માહા સુખ પામશોરે. ટેક. થાશે આનંદ લીલાલેરરે:
પાખંડ તજીને ચાલો પાધરારે, માવો કરશે ઘણી ઘણી મેર્યરે, સ૦૧
ફરતાં ફરતાં ફેરાનું ફળ પામીયોરે, પામ્યો દુલભ મનુશા દેહરે;
સદગુરૂ શબ્દ સંભારીયેરે, પછે પ્રગટે તે શુધ સનેહરે, **સમજો.** ૨
સંશય મૂળ જાણોને માયાતણુંરે, જેથિ હરખ ને શોક હજારરે;
મોહે બંધાવું મધલાળમાંરે, એમ એળે ખોવો અવતારરે, સમજો. ૩
સત સંગે તે સુધ ચિત રાખીયેરે, પ્રેમે રહીયે પરમારથ કામરે;
ગરવ કુપત્યને ગાળીયેરે, નિત્ય આપે રચે નિષ્કામરે, સમજો. ૪
તન મન ને ધન્ય ચરણે ધરોરે, તમે ઓળખોને આતમારામરે;
પરિ બ્રહ્મ સઘળે પુરાઈ રીયોરે, ઘટો ઘટ બોલે તે ઘનશ્યામરે, સ૦૫
એકરૂપ અખંડીત જાણીયેરે, દ્વૈત ભાવે તે દુખડાં અપારરે;
ભ્રાંતિ તે ચક્ર ભ્રમિતણુરે, જેથિ જન્મ ને મ્રત્યુ સંસારરે, સમજો.૬
કોઈ વીરલા વીવેકી જાણશેરે એવું બુજવું તે બાવન બારરે, ૭
નિર ત્રણ તે નીરભે થયોરે, એતો પદ છે પરાને પારરે, સમજો.
જે સમજ્યા તે નરતો તીયાં શમ્યારે, એતો નીરભયને નિરવાણરે;
દાસ **નથુ**ને દયા કરીરે, સેજે મળીયા તે દેવ કલ્યાણરે. સમજો. ૮

## પદ ૧.

## રાગ ધિરાનો.

રામ રસ મીઠોરે ચાખ્યો તારે સ્વાદ મળ્યો;
પ્રેમે કરી પીધોરે ગુરૂગમે લાગે ગળ્યો. ટેક.

**અસાધ્ય રોગનું રામ રશાયણ, પીતાં ભાંગી મારી પ્યાસ;
જ્ઞાન તણા તારે ગોલક ખોલ્યાં, ભાસ્યો બ્રહ્મ વિલાસ;
લગન મુને લાગીરે, નીજાનંદ લોઢ ઢળ્યો. રામરસ. ૧**

રામના રસની બ્રહ્મ ખુમારી, રસ બસ ભિનો રસ રૂપ:
દ્વૈતની વાર્તા દુર વેદનારે, અદ્વૈત સત્ય સ્વરૂપ.
સુખ ચિદ ઘનનું રે, રામ રંગ વાન વળ્યો. રામરસ. ૨
કેવાને ઈછું પણ નથી કેવાતું, વાણિ રહિત વિચાર;
જેજન જાણે તે માહારસ માણે, અનુભવ અગમ અપાર;
ગુણાતીત ગોતીતરે, કોએ નવ્ય જાય કળ્યો. રામરસ. ૩
ભજન કીર્તન સ્મરણ સેવા, જપિયે જીવન પ્રાણ;
દાસ **નથુ** કે નીર્ગુણ દાવે, પામિયે પદ નીર્વાણ;
ધન્ય તેનું જીવ્યુંરે, રામરૂપી હીરલો રળ્યો. રામરસ. ૪

## પદ ૨.

મન માહા ભુંડુંરે, ફરતું ફરે ચાકડે ચડું;
એનું કારણ ઊંડુરે, કરમ કુંભારે ઘડયું. ટેક.
મુરખને મન ગડદે મારે, હરિ ન બેસે કયાંઇ ઠોર;
ભુલવે ભુલવણી ખેલમાંરે, મન માયાનુ જુવો જોર;
કદા નહી કાયરરે, અવળે ઉદ્યમે અડયુ. મન મહા. ૧
મનનો પવનથી વેગ ઘણેરો, લવમાં ફરે ચૌદ લોક;
હરશ શતવાર કરે હમેશા, શ્વાસોનુશ્વાસ કરે શોક;
દુખ દુનીઆનુંરે, લાવી મને જીવ શું જડયું. મન મહા. ૨
જણાતું નથી એનું જબર જોરરે, મનથી વળ્યો આડો આંક;
બળીજળીને પાછું પ્રગટે, ઘડી રાજાને ઘડી રાંક;
પંડને બ્રહ્માંડેરે, નિર્લજ થઇને નડયું. મન માહા. ૩
શિંહે ગ્રાહ્યો જેમ સ્યાળનેરે, તેતર બાજ મુખ માંય;
મન માયા કેરિ જાળમાં, પરાધેન પસ્તાય;
નિચું ઊંચું ન્યાળેરે, પશુ જેમ કુપમાં પડયું. મન માહા. ૪
સેજે સેજે સુખ સાંપડેરે, ભજન કરે ભય જાય,
દાસ **નથુ**ને જ્યારે નાથ નવાજ્યા, હેતે હરિ ગુણ ગાય;
સતસંગ સેવારે, મન નિરમળ નિંબડયું. મન માહા ૫

## પદ ૩.

તેંતો નવ્ય જાણ્યુંરે મનખો મેલીજાવું મરી,
મીઠું સુખ માણ્યુંરે નારાયણ ન્યારા કરી. ટેક.
ફરે ફુલાણો કાંઈ ન કમાણો, ઘેરાણો મોહ માયા ઘેન;
બહુ નામીની બિક ન રાખી, અલબેલિને આધેન,
કરી કામ કુડાંરે, ડગલું ન ભર્યું તે ડરિ. તેંતો૦ ૧
પડ્યો ગ્રહ અંધ કુપમાંરે, આશાપાશ દ્રઢ દોર,
ત્રષ્ના પાશાણ ધરી કંઠમાંરે, વિશય જેરનું જોર;
પાંગળો ને પંડેરે, ત્રટ કેમ ઉતરે તરી. તેંતો૦ ૨
વઇરાગ લાગે વીખડા જેવો, વાલો કુટુંબ વેવાર,
તેં નવ્ય જાણ્યું એક જાવું પલકમાં, મળ્યો ખલકમાં ખુવાર;
ખોળે ખટ દરશનરે, ખાવન જાણે ખોટિખરી. તેંતો૦ ૩
પારાધિને હાથ પશુ પડીયું, આખુ અહી મુખમાંય,
સિચાણો છુટો જે મળવાને લેવા, શ્યાળને શીર સિંહબાંય;
એવું તારૂં જીવ્યુંરે, કાચિ તારી કાયા નગરી. તેંતો. ૪
જે જે કરવું તે તે ભોગવવું, નિગમે કર્યું નિરમાણ,
દાસ **નથુ** કેરે નીરગુણ દાવે, પામીયે પદ નીરવાણ;
ચેતનહારા ચેતોરે, અવસર આવો નાવે ફરિ. તેંતો૦ ૫

## ઠુમરી. ૧

અનુભવ રસ કાજે અધિકારી, જીવન મુક્તા જુગમેરે; ટેક.
સોહંકાર ઉલટ ઊર અંતર, ઊનમુની ધુન્ય રહે શુન્યમેરે૦ ૧
સ્થુળમેં સુક્ષ્મ શોધ્ય કરીકે, મગ્ન રહે નિજ મનમેરે;
અકળ કળા સો ખેલત જ્ઞાનિ, દરશ કરે દરશનમેરે. અ૦ ૨
નામરૂપ સો અ્રગવારી વત, ચિદાનંદ ઘન ચિંતમેરે;
નિત્યા નિત્ય રહીત નીરંતર, અનહદ વાતુ ઉનમેરે. અનુ૦ ૩
સમ સાધન સો સાધે સુવાગી, આપમે આપ અંતરમેરે;
કહે **નથુ** કેવલ પદ કામી, ભવ ભય ભંજન ભવમેરે. અ૦ ૪

## ઠુમરી. ૨

ભજ મન ભવ દુખ ભંજન હારી, દરશ કરો દીલ દેવારે; ટેક.
સમસાધન સાધોને સઘળે, હરી છે હરીજન જેવારે; ભજ. ૧
વાસ્તવ વસ્તુ વીચારી જોએ, આતમ લાભને લેવારે;
મુગ્તિદ્વાર ચતુષ્ટ મળશે, હરીગુરૂ સંતની સેવારે. ભજ. ૨
અદકી આશ ટળે અંતરથી, અનુભવ જ્ઞાન છે એવાંરે;
સતસંગે સરશે સબ કારજ, માહા કલેશ મીટેવારે. ભજ. ૩
અનભે પદ ઉપજે ઉર અંતર, સુજ્ય પડે સુખ લેવારે;
**નથુરામ** કે નજર કરોતો, ઘટ ગંગા ઘટ રેવારે. ભજ. ૪

## સાખી.

આજ અલૌકિક સુખ, માહાજન મળતાં માણીયું;
દુર પળ્યાં છે દુખ, **નથુને** નિરભય કરયો. ૩
નિરભય કેરી નાત્ય, દીસે બાવન બાઅરિ;
ત્રેપનમી એ તાત્ય, ઓળખાણે છે અટપટી. ૨
અટપટિ એ આંટય, સરલ પણ છુટે નહી;
ગાઢી દીસે ગાંઠય, **નથુ** નિરમાણ ન્યાળતાં. ૩
તરણીને નહી તોલ, તીમરને તે શું કહે;
અવાચક આ બોલ, નથુ નિરગુણ નામનો. ૪
આપે થાય અરૂપ, કદીર જાણે કલપને;
શોધ્ય તું સત્ય સ્વરૂપ, જે સત્ય કયે તેજતું. ૫
ન્યાળિ જોતાં નેક, પરમાણે પોચે નહી;
અનેકમાં તું એક, એકે અનેક આધથી. ૬

## પ્રભાતી. ૧

અનભેનિ વાત તે અનુભવિને ઉર વસે,
શબ્દનિ સુરતા સરલ જાણે; ટેક.
અક્ષપર વાતથી સદાય અળગો રહે,
સાક્ષાત સત્ય સ્વરૂપ માણે; અન. ૧
પ્રવતિ ક્રમ વાત વિધાત જાણે સદા,

ખતણા પુષ્પની પેરચ પ્રિછે;
શ્રુતિસ્મૃતિ વાણ્ય નિર્વાણ્ય જુજવી લહે,
અવધિનિ આશ તે કદા ન ઇછો. અનભે. ૨
જ્ઞાન ગંભિરને વસ્તુ વિવેક છે,
માહા જળ માપ મરજીવા જાણે;
સ્થુળમાં સુક્ષ્મ કેરિ ચિત સુરતા રામે,
પરા પારચ તે માહાજન માણે. અનભે. ૩
કેવલ પદ કેરી એતો ઓળખાણ્ય અટપટી,
અન હદ ખેલની હદ જાણી;
કહે **નથુરામ** એની થાય નીરમળ દશા,
આપે અખિલાનંદ આપ પ્રમાણી. અનભે. ૪

## ધોળ ૧.

મનુશા દેહ પામ્યોરે, પરિબ્રહ્મને ભજવા;
સદગુરૂને શબ્દેરે, કામાદિક તજવા. ૧
સમસાધન સાધિરે, સઘળો સાર ગ્રહે;
ન્યુનાધિક થાતાંરે, અવધિનિ આશ દહે. ૨
જન જાનન હારારે, જુગ્તે જાણ્ય લહે;
સોઇ સરલ સ્વભાવીરે, શિષ્યને સત્ય કહે. ૩
કર્માત્મક કોશનેરે, મુગ્ત તે થઇને દહે;
લ્યે વસ્તુ વિચારીરે, સહ પદ જેને કહે. ૪
પ્રાર્બ્ધને સંચિતરે, ક્રિયમાણ જે કા'વે;
જેથિ જન ત્રત્યુરે, જીવ વસ્તુ થાવે. ૫
ભોગ્તા થઈ ભવમાંરે, ભોગ્યશું ભાવ કરે;
કર્માનું સારેરે, ઉંચ નીંચ દેહ ધરે. ૬
લિંગ આશા છોટિરે, ગોટિ થઈ ચાલે;
મન બહુ ભરમાવેરે, અમીત પણે માલે. ૭
વધત વધજાવેરે, અનળજ્યું અરણ પડયો;

એકમાંથી અનેકરે, જર જર જાય જસ્યો. ૮
પાપ પુન્ય સમભાગેરે, મનુષ્ય શરીર મલ્યું;
પુરમાં જઈ રાજેરે, પુરૂશ નામ ધર્યું. ૯
નામને રૂપ જાણોરે, કલ્પિત છે કાચું;
શિર છેદન સ્વપ્નેરે, જાગતાં નઇ સાચું. ૧૦
નિજરૂપને જાણોરે, જીવ દશા જાશે;
**નથુરામ** તે જનનીરે, જીવનમુગ્તિ થાશે. ૧૧

## ધોળ ૨.

જીવનને મુગ્તિરે, જે જન જાણેછે,
તે મુગ્ત વીદેહિરે, માહારસ માણેછે. ૧
આતો સ્વપ્ન સરીખુંરે, ચાર દિનનું ચટકું;
સત્ય સુદ્ધ પડંતાંરે, લાભ તણુ લટકું. ૨
માહા પદને પામેરે, મનુષ્યનો દેહ ધરી;
નીજ રૂપ નીહાળેરે, બને સોઈ આપે હરી. ૩
સદગુરૂને સેવોરે, સત્યપણું આપે;
બહુ નામી બતાવેરે, થિર કરી થાપે. ૪
સ્થિરતાને પામીરે, અગમ ગતિ કળવિ;
સમ સાધન સાધીરે, ચપળ માયા ચળવિ. ૫
હરિજન જે પુરારે, હુંને મારૂં દહે;
પંડ બ્રહ્માંડ કેરોરે, વીવેકે લક્ષ લહે. ૬
જ્યાં જેવો ત્યાં તેવોરે, પોતેં સભર ભરયો;
**નથુરામ** રંગમાંરે, ત્યાં તેમ તેહ ઠરયો. ૭

## ધોળ ૩.

શ્રી સદગુરૂ મળતાંરે, ગર્વ તે સર્વ ગળે;
પ્રેમપંથ બતાવેરે, સંશય સમુળ ટળે. ૧
નિજ અનુભવ ન્યાળેરે, અખંડીત અવિનાશિ;
જે આદિ અનાદિરે, ચિદ ઘન સુખરાશિ. ૨

આતમ દર્શથિરે, સિધિ સુજ્ય પડે;
સોઇ સહજ સ્વરૂપીરે, નિજ આનંદ વડે. ૩
ટળિ અટપટિ આંટિરે, રૂપમાં રૂપ મળ્યું;
લુણ પુતળી ગળતાંરે, નીર થઈ નીરમાં ભળ્યું. ૪
વિરલાને વિવેકિરે, દેહ ભાવ નવ્ય આણે;
ત્રણ ગુણને ત્યાગિરે, નિરગુણને જાણે. ૫
નઈ નામ કે નેટારે, ઠોર તે ઠામ નહિ;
અન હદ તે આપેરે, અદ્વૈત સાન ગ્રહી. ૬
એ પદને પામ્યારે, જામ્યા તે જુગમાં;
નિશ્ચે **નથુરામ** કે'રે, મહાસુખ એ મગમાં. ૭

## ઘોળ ૪.

સદગુરૂ સુખદાતારે, દ્વઇતની આશ દહે;
સગુણ નીરગુણનીરે, સુરતા એક ગૃહે. ૧
તે લક્ષ વિનાનુંરે, ભ્રમવું બહુ ભાંતી;
દ્વૈત દ્રષ્ટી ગ્રહણથીરે, સદા નહીં સુખ શાંતી. ૨
ઇષ્ણાએ કરીનેરે, સુખ દુઃખ સર્વ સહે;
ભોગ ઇચ્છા કરંતાંરે, અવસ્થા ત્રણ લહે. ૩
નેત્રે કરી જાગૃતરે, સ્વપ્ન તે કંઠ કહે.
સુષુપ્તી હ્રદએરે, જીવ રૂપ ગુણ ગૃહે.. ૪
ભ્રમર ગુફામાંરે, જોગવે તુરીયાને;
એની અટકળ આવેરે, એક અનુભવીયાને. ૫
દેહ થકા વિદેહીરે, માહા વાયક વળગાં;
પટ ઉરમીનાં આવરણરે, એથી રહ્યાં અળગાં. ૬
અસ્તી પ્રીય ભાંતીરે, આવી એક થયું;
એક આશ્રમ પામેરે, દ્વૈતનું નામ ગયું. ૭
સચ્ચિદાનંદ પોતેરે, સત્યરૂપને સાધે;
**નથુરામ** નીજાનંદરે, અનહદ સુખ વાધે. ૮

### પદ ૧ લું.

નમો નમો નમસ્કાર, પાવલીકું દેવા. એ રાગ.
દેવળ દેવળ દેવ બિરાજે, પ્રગટ સો પ્રમાનીએ. ટેક.
અનુભવે એક રસ, ઉર અંતર આનીએ. દેવળ. ૧
બાહ્ય ભીંતર્ય ભીંતર્ય બાહ્ય વેદિવે વખાનીયે;
પૂરણ પ્રકાશ રૂપ જુગતીસેં સો જાનીએ. દેવળ. ૨
આતમા શરીર દોઊ, એક નવ્ય માનીયે;
ચળ હે શરીર, શિવ અચળ વખાનીયે. દેવળ. ૩
દ્વૈત રૂપ કરો કયુ, અંધેરો ન આનીએ;
**નથુરામ** રૂપ ન્યાળ, ગુરૂદેવ વાણીએ. દેવળ. ૪

### પદ ૨ જું.

દેવળમાંહી દેવ રાજે, દેખો દિલ જાગી. ટેક.
પ્રતીતિસેં પ્રિત્ય ચિનો, સ્યામ હે સુવાગી. દેવળ. ૧
અનુભવે દેખ્ય આપ, પકડ શબ્દ સાંગી;
માહ્ય મસ્તાન મોહ સંશે, દ્વૈત ભિંત્ય ભાંગી. દેવળ. ૨
પ્રગટ જ્યોતિ પેખ્ય રૂપ, તીન ગુન ત્યાગી;
જ્યાંસેં ઉજીયાર સબ, વાંસેં રહે લાગી. દેવળ. ૩
સ્થુળમેં સુક્ષ્મ તેજ, અતી અનુરાગી;
**નથુ** લગ્ન લગી એહ, વેગમેં વૈરાગી. દેવળ. ૪

### પદ ૧.

રાગ બીહાગની છાયા.

સંસાર હે સબ રેનકા સપના. ટેક.
તે નહી કછુકા, કછુ નહી તેરા;
સુત વિત દારાસો અંતે નહી અપના,
સંસારહે સબ રેનકા સપના. ૧
ઉડજાવે હંસા જેસેં અરકકે અંશા,
ઈનકે કારન ચીંતા તો પંન તપનાં. સંસાર૦ ૨

**નથુરામ** કહે ભજો નટવર નાગર,
નીશદીન હરિ હરિ નામકું જપનાં. સંસાર૦ ૩

**ધોળ ૧.**

સદ ગુરૂગમ જ્ઞાનથિ ગોતિયે,
પંડ બ્રહ્માંડેરહ્યો ભરપુર, આનંદ રૂપ આતમા. ટેક.
એતો અળગો નથિ પ્રભુ આપથિ,
ક્ષણુ માત્ર નહી હરિ દુર. આનંદ. ૧
દશ દિશાએ પોતે પુરાઈ રહ્યો,
આપો આપ તે પૂરણુ બ્રહ્મ; આનંદ.
બહુ વૈરાટ રૂપી રૂંખ ફાલીયું,
તેનો માહા જન જાણે તે મર્મ. આનંદ. ૨
સ્થાવર જંગમ જુજવી જાત્યથિ,
લક્ષ ચોરાશિ દુઃખ અપાર. આનંદ.
ફરતાં ફરતાં ફેરાનું ફળ પામીઓ,
નર દેહ ઉત્તમ અવતાર. આનંદ. ૩
કોઈ શબ્દ વેધુ સુરતા ખરા,
શુભ લક્ષણુ ગુણુ મંદિર. આનંદ.
બેશિ ગગન ઝરૂખાના ગોખમાં,
નિર્ખિ હર્ખે તે જ્ઞાન ગંભીર. આનંદ. ૪
પ્રેમરસ તો પિએછે સનેહથી,
સુરા સંત વિવેકી સધીર. આનંદ.
ગંગા જમુનાને સરસ્વતિ ઘાટમાં,
હંસા રમે ત્રિવેણિને તીર. આનંદ. ૫
સિધાંત હારદ જેના હાથમાં,
તેનાં નેણુ વેણુ પલટાય. આનંદ.
આપે અખંડ એક હરી આતમા,
નિરાધારને નવ્ય લેવાય. આનંદ. ૬
એવું અદ્વૈત પદ ત્યાં ઓળખ્યું,

એતો શબ્દ કહે સોહં આપ. આનંદ.
જીવ શિવનો ભેદ સેજે ટળ્યો,
થયો મુજમાં માહ્યરો થાય. આનંદ. ૭
વાણી પોચે નહિ વદતાં થકાં,
એતો ગુજવું બાવન બારય. આનંદ.
ઊપ નિષદ અવાચ્ય જે કહે,
પ્રેમ પદ તે પરાને પારય, આનંદ. ૮
જીહાં જળમળ જ્યોતિ જળહળે,
નિજ નંદ આનંદ પ્રકાશ. આનંદ.
સાચે ભાવે તે સદગુરૂ ભેટતાં,
નથુરામને એહિ પદ આશ. આનંદ. ૯

## રાગ સામેરી.

### પદ ૧

આવો રૂડો અવસરરે વારે વારે નહી મળેરે. ટેક.
ભાવે કરી ભજીએ શ્રી ભગવાન;
આશાને મનોરથરે કદિ તારા નવ્ય મટયારે,
હરિ નવ્ય બેઠો હિક નિદાન. આવો. ૧
બાળને જોબનનારે એળે તારા વહ્યા ગયારે,
હવે આવ્યો વ્રધ અવસ્થાનો વેશ;
સમજ્યોને નહીરે સંત કેરિ સાનમાંરે,
કાળા મટી ધોળા આવ્યા બીજા કેશ. આવો. ૨
કઠણને ચોટયુંરે જાણ્ય તુંતો કાળનિરે,
પલ ઘડી રેહેવાનું નહી પરમાણ;
અવધિને આવેરે જાવું તારે એકલુંરે,
સમજી તું લેને ચતુર સુજાણ. આવો. ૩
ભલું ભાગ્ય હોયરે પેલા ભવતણુંરે,
મળે હરિ ગુરૂ સંગ સમાજ;

સતસંગ રૂપીરે જાન્હવી જીલતાંરે,
કહે **નથુ** સરે સરવશ કાજ. આવો. ૪

## પદ ૨ જું.

સત સંગ કરતાંરે કાજ સરવે સરેરે. ટેક.
પ્રગટે કાંઈ આનંદ ઓઘ ઉમંગ;
વિવેક વધરાગેરે ટળે લિંગ વાસનારે,
મિથ્યા જાણી મટે માયા તરંગ. સત. ૧
ચિંતામણિ સેવેરે ઇછે નહી અન્યનેરે,
પુરે એતો અનેક જનનાં ઉમેદ;
તરણી તે ન જાણેરે તીમર તે શું કહેરે,
પળ્યો દુર પ્રપંચ માયાનો ભેદ. સત. ૨
પ્રેમને સરૂપીરે પાવક પ્રગટ થયોરે,
લાગે તેમાં જ્ઞાન સમીરની લેર;
બિર્જ મૂળ સોતુંરે ક્રમ બીજ બળી ગયુંરે,
તેને કેમ રહે ઉગ્યાની આશ. સત. ૩
અનુભવ એવોરે અગમ અપારછેરે,
તેને કોઇ જાણે જાનન હાર;
**નથુરામ** કહેરે સદગુરૂ ભેટતાંરે,
ક્રતારથ કરે ધન્ય અવતાર, સત. ૪

## પદ ૩ જું.

અસાર સંસારરે સાર સત સંગછેરે. ટેક.
સત સંગે અસતપણુ ટળીજાય;
સદગુરૂ મળેરે ટળે અંન્ય આપદારે,
સેજે ભાવે સત્ય સ્વરૂપ ઓળખાય. અસાર. ૧
ઓળખાણ્ય પડેરે પ્રપંચ પરહરેરે,
ઉદે થાય આતમતત્વ અનુપ,
વસ્તુને લાધેરે વિવેક બહુ વધેરે,

જીવ ટળી થાએ શિવ સ્વરૂપ. અસાર. ૨

હધનો તજીનેરે અનહદ બહુ વહેરે,
સંસારીઓ સર્વે કહેછે દિવાન;
નોતમ ખેલતો નટવો આદરેરે,
સુરતાને ચુકે નહિરે સંચે તાન. અસાર. ૩

મમતાનો મોહરે શિર થકી પરહરેરે,
કાંઇક કલેશ નહીરે કદાય;
**નથુરામ** કહેરે નિરમળ થઇ રહેરે,
સુખ ચિત્ત દિસેછેરે સદાય. અસાર. ૪

**પદ ૪.**

સત્યને ઉપાસનરે સદ ગુરૂ દેવનુંરે. ટેક.
દયાકરી દીધું અવીચળ દાન;
પૂરણ બ્રહ્મરે પ્રેમે પેખાવીયારે,
તારે લાગ્યું પરતત્વશું તાન. સત્ય. ૧

અવધિની આશરે અંતરથી આળશીરે,
મટી ગિયું ન્યુન અધિક અનુમાન;
અસાધ્યને રોગની ટળી ગઇ આપધારે,
ગમે મુને તત્વ વીચારે જ્ઞાન. સત્ય. ૨

લિનતો થઇછેરે સેજે લીંગ વાસનારે,
નિર્વિષ થઈ કિધું સ્થુળ આપ;
ગરલ ભરેલોરે અહિં જ્યારે વહી ગીયોરે,
ખાલી જેમ પડી રહ્યોછે રાફ. સત્ય. ૩

અણ લીંગી એવોરે અનુભવ ઉપનેરે,
જીવશે ન સર્વે સમૂળા જાય,
**નથુરામ** કહેરે નિજ રૂપ ન્યાળતાંરે,
નિજાનંદ આનંદ મગ્ન સદાય. સત્ય. ૪

## श्लोक.

पारिजातेऽजसालब्धे सारंगोन्यन्नसेवते ॥
त्वदंघ्रिमूलमासाद्य साक्षात्किंकिंत्वाणिमाहि ॥१॥

## ધોળ ૧ લું.

જીરે સુખીયાં તે સૌ નંદરાજમાં, કેને ભોગ ન ભરવોરે,
તિયાં દાણ ન માગે દેવતા, કર્મ કાંડ ન કરવોરે. એ રાગ.
સખી સાસર વાસણિ સુંદરિ, મળી સરખા સરખીરે,
સખિ મરકિ મુખમર્મે કરી, હસિ તાળિ લ્યે હરખીરે. ૧
સખિ ચતુર સમજે સાનમાં, ચિદઘનનિ સંગીરે;
સખિ માણે તે જાણે માનમાં, અહોનીશ ઉમંગીરે. ૨
સખિ વિવેકનિ સુણ્ય વાતડિ, મળ્યા સદગુરૂ સ્વામિરે;
મારી જ્ઞાન અંજને આંજી આંખડિ, અતિ આનંદ પામિરે. ૩
સખિ નૈણે કરિને નીરખતાં, નાથ નજરે મેં ન્યાળ્યારે;
સખી પ્રેમે પિઉને પરખતાં, બ્રહ્મ ભિન ન ભાળ્યારે. ૪
સખિ પૂરણ લાગી પ્રિતડિ, મોરૂં મનડુ મોયુંરે;
સખિ લાગી રસીક એનિ રિતડિ, આ પોપું ખોયુંરે. ૫
હુંતો ભુલી શરીરના ભાનને, ભવ રૂપ ન ભાસેરે;
સખિ તજી ત્રિગુણિ તાનને, નિર્ગુણ ચિત રાસેરે. ૬
મદ માતી માહા રસ માણતાં, ઘુમુંથૈ ઘેલીરે;
સખિ વાલાં સુખને વખાણતાં, થૈ આનંદ એલીરે. ૭
ગદગદ કંઠ પુલકાવળી, રંગ લાલિ જણાણિરે;
થઇ બોલવા ઉતાવળી, વિલખાઈ રહી વાણિરે. ૮
રોમે રોમ હર્ષતે શું ગણું, ગુણ ગણના નાવેરે;
મારૂં તેજ તે તાતું તનતણું, નિજ નિરગુણ દાવેરે. ૯
સખિ શું કહું તે સુખને, નહી અટકળ એનિરે;
જોને મોહ ભર્યા મારા મુખને, બહુ ગુણવંત બેનિરે. ૧૦

સખી કે'વાતે જેવું નહી કદા, કેમ વાણી વખાણેરે;
સખી સેવા જેવું તે સુખ સદા, જે જાણે તે માણેરે. ૧૧
સખી કાલાશું જાણે સુખ કંથને, જેની કીશોર ક્રિડારે;
સખી પરખ્યા વીન્યા તે પંથને, પામરને બહુ પીડારે. ૧૨
નંવા નીત્ય નીર્વેદ આચરૂં, પ્રેમદા પદ પામિરે;
મારૂં શુધ્ધ વીચારતે સાસરૂં, સચ્ચિદાનંદ સ્વામિરે. ૧૩
મુને નીશકામના તે સખી મળી, હુંતો દાસિ હરીનિરે;
ભણે **નથુરામ** રંગમાં ભળિ, રસ બસરંગ ભીનીરે. ૧૪

## ધોળ ૨ જું.

સખિ રસભરિ રંગમોલમાં, રહી રમવા રંગેરે;
સખિ સદગુરૂના બોલમાં, અતિ ઉમંગ અંગેરે. ૧
સખિ જ્ઞાનદિપકના તેજમાં, નાથ નજરે મેં દીઠોરે;
હુંતો લોભાઈ રહી રૂપ સેજમાં, અમ્રતપેં એ મિઠોરે. ૨
સખિ નીવ્રતિ નામે હું નાગરી, પીયુને મન્ય પ્યારિરે;
નાથે પ્રવ્રતિ નારી ન્યારી કરી, એતો નીર્લજ નારીરે. ૩
સખિ સહજ આનંદ સેજમાં, સુંદર વર રાજેરે;
સખિ ત્રિગુણાતીત તેજમાં, શોભા બહુ સાજેરે. ૪
સખિ પદ લાધ્યું મને પ્રેમનું, પરમબ્રહ્મને પેખિરે;
બહુ ફળ તે નીર્વાણ નેમનું, લહું લક્ષે લેખિરે. ૫
સખી દ્વૈતપણુ હરી શું ટળ્યું, તદરૂપ થઈ તેમાંરે;
ગળ્યું લુણ તે સિંધુમાં ભળ્યું, અન્ય રૂપ નહી એમાંરે. ૬
નિજ રૂપે લેહેર આનંદનિ, અનહદધની આવેરે;
નિત્ય ચડતી કળા જેમ ચંદની, ચિદઘન શુધ્ધ ભાવેરે. ૭
એવિ અખંડ લીલા રૂદે સદા, સચરાચર તેવુંરે;
જાણિ જીવન મુક્તિને જદા, સુખ મુખે શું કેવુંરે. ૮
સખિ અવાચક કયું ઊપ નીપદે, તુર્યાતીતે કૈયેરે;
સખિ ભાવે **નથુરામ** જે વદે, સંત સમજી લૈયેરે. ૯

## રાગકાફી ૧ લી.

છાયા આદીનરે એક ઘડીન વીસરે,
ઘડીએ ન વીસરે એક પલ ન વીસરે. એરાગ.
પિયા આદીનરો મારે કરવો મજરો,
કરવો મજરો કાયા ફુલનો ગજરો;
પિયા આદીનરો, મારે કરવો મજરો. ટેક.
કાયા વાડીનાં ફુલ કરમાવા લાગ્યાં પ્રાણી,
કેસર થયું કાજળ ડુંગરો; પિયા. ૧
પ્રિત્યું લગાડી હવે કાં તરછોડો પ્રાણિ,
જોને વીચારી તારો જુનો પીંજરો; પીયા. ૨
બારી અટારી દીસે ઝાંખો ઝરૂખો પ્રાણિ,
લુંટવાને લાગ્યો ઓલો વેરી જમરો; પીયા. ૩
**નથુરામ** કહે નીશ્ચે જાવું એકલડું પ્રાણી,
સાચે દલેથી તમે શ્યામને સમરો; પ્રીયા. ૪

## પદ ૨ જું.

બંકા રૂવે ધ્રૂશકડે બાળા બાંધ્યો જીવરો,
બાંધ્યો જીવરો રહો આજનો દીનરો;
બંકા રૂવે ધ્રૂશકડે બાળા બાંધ્યો જીવરો. ટેક.
સુના મંદીરીયામાં કાંઇ ન સુજે પ્રાણી,
દિવેલ ખુટયું બુજી ગયો દીવરો; બંકા. ૧
ઘોર અંધારે મુને ઘાયલ કીધી પ્રાણી,
આથમ્યો ભાણ ભુંડો રીસે છાયરો; બંકા. ૨
બેડીમાં બેસારી મુને માહાજળ મેલિ પ્રાણી,
અધવચ જાતાં મારે ખુટયો ખારવો; બંકા. ૩
**નથુરામ** કહે નીશ્ચે જાવું એકલડુ પ્રાણી,
સાચે દલેથી તમે શામને સમરો; બંકા. ૪

## પદ ૩ જું.

પ્યારો આ પિંજરો છોડી નીકસી ગીયો,
નીકસી ગીયો લાવ કાંયે ન લીયો; પ્યારો० ટેક.
હરી ન ભજ્યો હંસો હકે ન હાલ્યો પ્રાણી,
આશા મનોરથ કરતો રીઓ. પ્યારો० ૧
વશમી વેળાએ સઉ વેગળું બેઠું પ્રાણી,
પાપને પુન્ય સંગે સાથ લીયો; પ્યારો० ૨
લેખાં માગ્યાં તારે રોવાને લાગ્યો પ્રાણી,
અનેક વાર એમ ફેરા ફરિયો. પ્યારો० ૩
**નથુ**ના સ્વામિને ચરણે જાતાં પ્રાણિ,
શ્યામને ભજીને હવે થિયો સુખીયો. પ્યારો० ૪

## પદ ૪ થું.

હંસા છોટિ ઉમ્મર હુંતો જુરિને મરૂં,
જુરિને મરૂં હવે જીવિ શું કરૂં. હંસા છોટિ. ટેક.
નાનપણામાં મુંને લાડ લડાવ્યાં પ્રાણિ,
સુખના દીવસ હવે કેમ વિસરૂં. હંસા० ૧
મેરે જાણ્યું મારો જન્મ સંધાતિ પ્રાણિ,
છોડિને ચાલ્યો કાજ કાંઈ ન સર્યું. હંસા० ૨
આશા અધુરિ મુને અધવચ મેલી પ્રાણિ,
લુંટવા લાગ્યા ચોર દેખીને ડરૂં. હંસા० ૩
**નથુ**ના સ્વામિને ચરણે જાતાં પ્રાણિ,
ચોરાશિ લક્ષ ફરિ ફેરા નઈ ફરૂં. હંસા० ૪

## श्लोक.

**आपिस्मरासिचात्मानम विज्ञातसखंसखे ॥**
**हित्वामांपदमन्विच्छन् भौमभोगगतोरतः ॥१॥**
**हंसावहंचत्वंचार्य सखायौमानसायनौ ॥**
**अभूतावंतरावोकः सहस्त्रपरिपवसरान् ॥२॥**

# ધોળ.

## રાગ ઢાળ.

અનુભવે કરિ ઓળખો, સુખદાયક સદગુરૂ દેવ;
તન મન ધન્ય ચરણે ધરિ, સદાય કરિયે સેવ. ૧
એવા સુખની તે શી કહું, મુખે ગણતી નવ્ય ગણાય;
કુબજા તે દિલનિ દુર કરે, દુખડાં તે દુર પળાય. ૨
કલ્પ તરૂનિ છાંયડિ, ફળ ચિતવ્યાં ફોગટ નો'ય;
પારસમણીને પરસતાં, લોહ ટળિ કંચન હોય. ૩
જ્ઞાન રવિ તો ઉદે થિયો, ટળ્યો તીમર અંધકાર;
પૂજ્યા તણાં ફળ પામીયે, જો લખ્યા હોય લલાર. ૪
રયે તે સદગુરૂ આશરે, ભજીયે તે પૂરણબ્રહ્મ;
**નથુ** કહે નીરમળપણે, મટે તે મિથ્યા ભ્રમ. ૫

## ધોળ ૨.

મિથ્યા ભ્રમે ભરમાઇ રહ્યો, બહુ કરે કુડાં કર્મ;
સદગુરૂને સેવ્યા વિન્યા, સર્વે તે ખોટા શ્રમ. ૧
શ્રમ કરે સુખ કારણે, સમજણ રહીગઇ દુર;
બેઠો તે કુષ્કા ખાંડવા, કેમ નિપને માંઈ કુર. ૨
ફોગટ ફાંફાં મારીયાં, ન જાણે વૃધિ કે હાણ્ય;
આત્મારામ અળગારહ્યા, નહી આગુની ઓળખાણ્ય. ૩
પુન્ય જો હોય પેલા ભવતણાં, તારે મળે હરિગુરૂ સંત;
અનુભવિ જ્ઞાન ઉપજે, ટળે આવો ગમણ્ય તંત. ૪
તંત ટળે લીંગ આશગળે, મહાદશા પ્રગટે પ્રસીધ;
**નથુ** કહે નીરમળપણે, દર્સે તે દેવ સાનીધ્ય. ૫

## ધોળ ૩.

કેવળ કે'વા માત્રમાં, વિલસિત મિથ્યા વીલાસ.
મ્રગજળ જેવું આ જગતછે, જેમ જળમાં સૂર્યનો ભાસ. ૧
મૂળગુ માપ સંભાળતાં, વાધે તે વસ્તુ વિવેક;

એક રસ જ્ઞાન ઉપજે, ધરે અસિપદની ટેક. ૨
ટેક ન ચુકે મર તન છુટે, સધીરા તે સંત સુજાણ;
ગરિબિ જ્ઞાન ગંભિરતા, તે પ્રગટ ભગ્તિ પ્રમાણ. ૩
લિંગ અહિતો વહી ગીયો, નિર્વીખ થઈ રહ્યો રાફ;
વિધિની શિધ વ્યાધિ નહી, નૈ વ્યાપે પુન્ય કે પાપ. ૪
નિષ્કામતા નિર્મળ દશા, અનહદ મહિમા એહ;
એમ દાસ **નથુ** નિશ્ચે કહે, એતો જીવન મુક્ત વિદેહ. ૫

**ઘોળ ૪.**

ચેતનહારા ચેતજો, વીલસીત મીથ્યા વેવાર;
કર્મ વેપાર કાહાવિયો, કોઇ જાણે જાનનહાર. ૧
પ્રારબ્ધને વળિ સંચિત, ક્રિયમાણ કાવે જેહ;
આણ્ય વ્રધિજનિ મ્રત્યુ ત્યાં, તેણે નીર્માત તંત તેહ. ૨
ત્રણ આધારે અનેકછે, તેનો ગણતાં નાવે પાર;
ક્રમ અક્રમ વિક્રમથિ, આધ દિસે સર્વ સંસાર. ૩
મૂળગો માલ સંભાળતાં, અટપટુ નહિ તે લગાર;
આત્માતે રામને ઓળખો, જોવો કોણ સરજનહાર. ૪
ઇશ્વર તણા આભાસથી, જીવરૂપ ભાસું જેહ;
ઉપજાવીને અળગા રહ્યા, સમરથ સ્વામિ તેહ. ૫
પડો વખુટો કે કાળથી, મીઠિ માયા મધલાળ,
ભુલવણી બહુ ભાતની, રંગે રૂપે દિસે રસાળ. ૬
શ્રમ કરે સુખ કારણે, એમાં અંતે દુખ અપાર;
જાણ નહી વ્રધિ હાણની, મોહ મમતાનો નહી પાર. ૭
હુંને મારૂં તે માની રહ્યો, તેમાં તારૂં નથી તલભાર;
અંતકાળે જાવું એકલું, કર્યાં કર્મ તે આવનાર. ૮
ગીયા તેની ગણતી નથી, અતી બળીયા હતા અનેક;
કાળે તે કોઇને છોડ્યા નહી, રાંક રાય મારગ એક. ૯
વિલસિત મીથ્યા વિલાસછે, નિર્મીત રૂપને નામ;
સત્ય તે એક સદાયછે, એમ વાણી વદે **નથુરામ**. ૧૦

## મહિના.

સમજ મન સુખ આનંદ થાશે,
જરા મ્રત્યુ જન્મ સંકટ જાશે. સમજ. ટેક.
કાર્તિકે મન કલ્પિતછે માયા, મિથ્યા સુત વિતાદિ જાયા;
ક્રમિવિટ ભસ્મ થાશે કાયા, સમજ મન સુખ આનંદ થાશે. ૧
માગશીર મહિને માન મોટાઈ તજીયે, સંતોશને સત્યપણે સજીયે;
આતમદર્શી એક ભાવે ભજીયે. સમજ. ૨
પોષે પરિગ્રહ સકળ પેખો, દયાદાન દિનતાયેજ દેખો;
કોટિ કષ્ટ લાભ કરી લેખો. સમજ. ૩
માહા મહિને મુક્તપણે રહીયે, ગુરૂ ગુણ શાંતપણે ગ્રૈયે;
અનુભવે અભય પદ લૈયે. સમજ. ૪
ફલગુન મહીને ફળને ફોગટ જાણો, એક મને માહારસનેમાણો;
પિયુષને પ્રેમે પરમાણો. સમજ. ૫
ચૈત્ર મહિનેસંત સંગત કરિયે, સદાયચિત્ત શ્યામ ચરણ ધરિયે;
પ્રપંચની આશા પરહરીયે. સમજ. ૬
વૈશાખે જે વેદ વદે વાણી, પડે તે બ્રહ્માંડે લ્યો જાણી;
અભયપદ ઓળખ્ય એંધાણી. સમજ. ૭
જેઠે વેદ ધર્મ તે સત્ય જાણો, પુરા સાધ પ્રેમે પરમાણો;
રખે ભીન ભાષ રૂદે આણો. સમજ. ૮
અશાડે અનુભવ ગ્નાન મળે, હરિશું દ્વૈતપણું તો ટળે;
સલીતા જળ તો સાગરમાં ભળે. સમજ. ૯
શ્રાવણે પહેલું શર સોંધું કરિયે, તન મન ધન્ય ચરણ ધરીયે;
સુરવીર સનમુખ રહી લડિયે. સમજ. ૧૦
ભાદરવે દિલ ભિતર જાગો, ભાવ ધરિ ભે ભ્રમણા ભાગો;
મર્મ ગ્રહી માયિક સુખ ત્યાગો. સમજ. ૧૧
આસોયે અંતર નવ્ય આણો, હરિગુરૂ સંત એક જાણો;
અંતર તીયાં અનુભવ નહી માણો. સમજ. ૧૨

અધિકે અનભે પદ એવું, અજાણુને નથી કહ્યા જેવું;
કહે **નથુરામ** ચરણુ રેવું. સમજ. ૧૩

## પદ ૧.

## રાગ સંધેસા.

સમજણુ ને વિન્યાનું રે સુખ નહી તુજને. ટેક.
જોને વિચારી જીવ તું તારી જાત્યજો;
સાચા સંત સદગુરૂરે સાને સમજાવશે,
નિવૃતિ ગુણુથી થાશે ઠીક નીરાંતજો. સમ. ૧
આદિને અનાદિરે અજ અદ્વૈત તું,
નામને રૂપથિ નિશ્ચે ન્યારો સદાયજો;
પ્રપંચમાં પડિયોરે મોહ્યો મધલાળમાં,
જીવ પણામાં અન્ય થઇ અકળાયજો, સમ. ૨
તત્વના સમાજથિ પંડ બ્રહ્માંડ બન્યું,
ઇંદ્રિયું સુખ તે રજ્જુ સર્પ સમાનજો;
સત્વ ગુણે ચારેરે, અંતઃકર્ણ કર્યા,
રજો તમો જ્ઞાન, કરમ મહા ભુતવાનજો, સમ. ૩
વિશ્વનો વ્યાપારે જાગ્રત જાણવો,
તેહ સ્વરૂપે થાયે સ્વપન પ્રકાશજો;
પ્રાજ્ઞ જે ભોગરે, જાણવી સુશુપતિ,
પોતે તેમાં બંધાણો પ્રપંચ પાશજો, સમ. ૪
સદા જીવ સકામિરે નિષ્કામી નાથજી,
ગુણુવંતને ગુણાતિત કહેવાયજો;
મુક્ત પણે પરમેશ્વર પૂરણ કામછે,
અપૂરણુતા લક્ષે જીવ જણાયજો, સમ. ૫
અનુભવ એવોરે અગમ અપારછે,
શોધ્ય કરે તો સત્ય સ્વરૂપ ઓળખાયજો;
દાસ **નથુ** કહેરે નીર્મળ નીજ આત્મા,
વિચાર કરતાં વિકાર સર્વે જાયજો, સમ.

## પદ ૨ જું.

મહાસુખ થાશેરે શુધ વિચારતાં,
પરિબ્રહ્મ તે છે પુરૂષ પૂરાણજો;
ઓળખાણ વિનારે લાગે અટપટું,
અટપટી તું આંટિ તજને અજાણજો, મહા. ૧
અજન્મા અખંડરે, અરૂપ અદ્વૈતજો,
સચીદાનંદ તું સર્વજ્ઞ સત્ય સ્વરૂપજો;
અવ્યગત અવિનાશિરે, આદ્ય અંત્ય શુન્યછો,
આત્મનુભાવે અંજન રહીત અનુપજો, મહા. ૨
બ્રાહ્મણ ક્ષત્રી વૈસ્યરે શુદ્ર આ શરીર છે,
બુઢો બાળો જુવાન નહી તુજ રાતજો;
શરીરનો સંજોગરે મ્રગ જલ હ્રદય ભર્યો,
સમજને તું ચિદ રૂપ સાક્ષાતજો, મહા. ૩
બ્રહ્માસ્તંબ પર્યંતરે તેનો તે સભર ભરયો,
જીહાં જેવો તીયાં તેવો તેનો વ્યાપજો;
વિજ્ઞાને જે ગમ્યરે ગુણ ગણ રહિતછે,
મુકુર જ્ઞાને જોને અનુપ આપોઆપજો. મહા. ૪
તજોને આશ ત્રશરે જીત્ય હાર કામના,
કરી સુક્રત આપે રહે નીરા કામજો;
દાસ**નથુરામ** કહેરે નીજ રૂપ ન્યાળનાં,
સત્યસ્વરૂપી સોતું આનંદ ધામજો. મહા. ૫

## પદ ૩.

અક્ષયપદ વસ્તુરે સત્ય વિચારવું,
વિચાર કરતાં વાધે દ્રઢ વિજ્ઞાનજો;
મૂળગા માપનુંરે મૂળ સંભાળતાં,
મુગત બંધનનું અળગું થાય અભિમાનજો, અ૦ ૧
જ્ઞાતા જ્ઞેયને ગમ્યરે, જાણ્ય વિન્યા જુજવા,

ચક્ષુ ફરકે દ્રિચંડનો આભાસ જો;
સંપિ પણ છેટેરે જાણ્યા વિના જનને,
ભાસે નહી જેમ રાહુ રહ્યો આકાશજો. અ૦ ૨
જનને કોઇ જાણેરે, ભીંતર જે જાગીયા,
ઓળખીયુંછે અનુભવે નીજ આપજો;
બ્રહ્મ હદ માંહીરે મગ્ન તે રહે સદા,
વીશે વ્યાપે નહી કાંઇ પુન્યને પાપજો, અક્ષ. ૩
વસ્તુને લાધેરે તાણુા વાણ્ય ટળી ગઈ.
સેજે થયોછે આત્મ સ્વરૂપ પ્રકાશજો;
સમાનને સાધનરે સઘળે સાધતાં,
મઠાકાશ જેમ મળીયું માહા આકાશજો, અ૦ ૪
શરીર સંબંધીરે શુધ્ય બુધ્ય વિસરી,
કરે એતો કાંઈ અલૌકિક આલાપજો.
આધ મધ્યને અંત્યરે જુગ્તિ જોતાં થકાં,
દેખે સૌમાં આપે આપનો વ્યાપજો. અ. ૫
સાક્ષિ વત પોતેરે, ચિદ ધન શોભતો,
તુર્યાતિત તે ત્રિપુટી રીત પૂરાણજો;
દાસ **નથુરામ** કહેરે સદા નીર લેપછે,
નીર્મળ દશા નીશ્ચે પદ પામ્યો નીર્વાણજો. અ. ૬

**પદ ૪.**

જોને તું વિચારીરે, જીવની જાત્યને,
સમજી લેવો સદ પદ વસ્તુ વિવેક જો;
સ્થુળને બીજુ સુક્ષમરે કારણને માહા કારણ,
તે દેહ ચારે માંહી તું જીવ એકજો. જોને. ૧
જાગ્રતને સ્વપ્નરે ત્રિજી સુષુપ્તિ,
જીવ પણેથી ત્રણમાં ભોગ વિલાસજો;
મળે જઈ તુર્યામાં જીવ આપ મટિ ગયું,
કાવે તેતો કેવલ પદ પ્રકાશજો. જોને. ૨

પરાને પસંતિરે મધ્યમા વૈખરિ,
લેને શ્વાસે ઊડેછે સાકારજો;
મુગ્તનિ મુકામેરે હંકાર હોઈ રહ્યો,
સોહં સોહં અદ્વૈત એક ઓંકારજો. જોને. ૩
ઓંકાર અંકુરથિરે પરા અવિગતમાં ભળિ,
પશ્યંતિતો વિશ્નું સમગુણ ગાયજો;
મધ્ય માને બ્રહ્મારે રજોગુણ રૂપછે,
વૈખરિ વાણિ તો રૂદ્ર સંધારણ વાયજો. જોને. ૪
ચતુર્દશ આલોકરે શબ્દ મંડાણછે,
મંત્ર જંત્ર તે શબ્દ તણા બહુ ઠાઠજો;
જુઠા ઠાઠને તજીરે, ઠીકે નહિ ન્યાળતાં,
ત્રતીકા સત્યને મિથ્યા ઘડો જે ઘાટજો. જોને. ૫
શરદની રતુએરે નીર નીરમળાં થયાં,
વિશદ કરે એતો અન્ય રતુના વિકારજો;
હરષ શોક જાણે ફોકરે, પુન્ય પાપ પિડા નહિ,
કરો જ્યારે સત્ય સ્વરૂપ સ્વિકારજો. જોને. ૬
સંશય સર્વે શમ્યારે, શિવ વસ્તુ સદા,
જીવન મુક્તિ જાણો તેનું નામજો;
દાસ **નથુરામ** કહેરે નિર્માણ ન્યાળતાં,
મહાદશા જે મળે તે મુળગું ધામજો. જોને. ૭

## પદ ૫ મું.

જીવ દશા જાશેરે અનહદ ચિંતવે,
વેદાંત વાક્યનો ધરો દ્રઢ વિશ્વાસજો;
પુરમાં જઈ સુતોરે પુરૂષ નામ ધર્યું,
વિદ્યા અવિદ્યા માયાનો આભાસજો. જીવ. ૧
વિશદ વિદ્યાનુંરે જ્યારે વિજ્ઞાન થયું,
આપો આપે ઈશ્વર સર્વા વાસજો;

અવિદ્યા માયાને જ્યારે અનુભવે,
પુરો પ્રપંચિ જીવ દશા પ્રકાશજો. જીવ. ૨
જીવપણાનો ભાવરે, ટળિ જાય જીવ થકિ,
જ્યારે એનું સિધાંત શીવ શું થાયજો,
ચૈતનને રૂપેરે ચીત રૂપ સુરતા,
આવ્યો અનુભવ સેજે શિવ ઓળખાયજો. જીવ. ૩
મરમ તો ગ્રહિનેરે મૂળ સંભાળવું,
જ્ઞાતા જ્ઞેયનો થાય અનુભવ એકજો;
આત્મા સત્ય સ્વરૂપરે અદ્વૈત હોઈ રહ્યું,
ત્રિપુ હિર હિત અસીપદ ટેકજો. જીવ. ૪
અંતરમાં નીરંતર એક અધ્યાસ છે,
તેને જાણો જીવન મુક્ત વિદેહજો;
દાસ **નથુરામ** કહેરે, નીજ રૂપ ન્યાળીયું,
પરા પારચના પદને પામ્યો તેહજો. જીવ. ૫

## પદ ૬ ઠું.

સમજીને ચાલેરે માહાસુખ પામીયે,
ચેતિને સાધન સાધો ચતુરસુજાણજો;
સદગુરૂ શબ્દેરે સત્ય સંભાળવું,
શુધ વીચાર તે સદપદ વસ્તુ સાનજો. સમ. ૧
વસ્તુને વિચારે વિવેક વાધે ઘણો,
શુધ ચિતે કાંઈ ચૈતન ઘન ઓળખાયજો;
વાંછનાને કારણરે મટે વિજ્ઞાનથિ,
તારે દ્રષ્ટિ કૈવલ પદમાં જાયજો. સમ. ૨
લિંગ લીન થાતાંરે વાંસે દેહ રહ્યો,
નિર્મળ રૂપે વ્યાપે નહી વિકારજો;
જેમ ગિરિવર ઊપરે મેઘ વરશિ વળ્યો,
ઊઐરા વિન્યા કાંઈ નીર ન વહે નીરધારજો. સમ. ૩

જીવ ચેન ટળીરે શિવ ચેન ઉપજે,
તારે દૈવ ચરિત્ર આવે હાથજો;
ગળ્યુ ને લવણુરે લવણ સાગર ભળ્યું,
નીશ્ચે નામછે રૂપ ટળે સાક્ષાતજો. સમ. ૪
વેદને વેદાંતે એહી વાત વરણવી,
અનુભવેથી ઓળખવું નીજ આપજો;
દાસ **નથુરામ** કહેરે નીજરૂપ ન્યાળતાં,
સેજે ટળશે સંકટ સર્વે સંતાપજો; સમ. ૫

**પદ ૭ મું.**

સત્ય પદ વસ્તુ જાણેરે સ્વય ચિદરૂપ છે,
ભાવે કરિને કાંઇ ભજે નિરંજન નામજો;
આશાને ત્રશ્નારે અળગી રહે સદા,
ધીરપણેથી ઓળખીયું નીજ ધામજો. સત્ય. ૧
બુધ્ધિને વિલાસે બાવન બોલે બહુ,
બ્રહ્મવેતા તે જાણે ત્રેપનમું તાનજો;
નિજ સ્વસ્વરૂપની સુરતા નીપની,
પરા પાસ્ય પદ પ્રગટીઉં નીર્વાણુજો. સત્ય. ૨
ચંદ્ર નહી સૂરજરે દિવસ રેણુ નહી,
શબ્દની સાન તે પોચે નહિ ત્યાં ઠેઠજો;
તુર્યાદિ ચારેરે વાર જઈ નવ્ય પડી,
સાધન સર્વે તેથી દરસે હેઠજો. સત્ય. ૩
વાસ નહી નહી વનરે ધરણી કે વા નહી,
નહિ ત્યાં કાંઇ પવન પાણિ પ્રકાશજો;
નથુ નિશ્ચે કહેરે અગમ અપાર છે,
સત્ય વદે જે સતીઆ વસે જઇ વાસજો;
સત્ય પદ વસ્તુ જાણેરે સ્વય ચિદ રૂપ છે. સત્ય. ૪

**દોહો.**

સપ્રેમા જે સાંભળે, ભાવેથી નિષ્કામં;

નથુ નિરગુણ ભાવથિ, પામે અક્ષય ધામ. ૧
હરિગુરૂ સંતના ચરણમાં, વસો નિરંતર વાસ;
સંશય સર્વે દુર પળે, ભાસે બ્રહ્મપ્રકાસ. ૨

### श्लोक.

भिद्यंतेरुदयग्रंथि छिद्यंतेसर्वसंशयाः ॥
क्षियंतेचास्यकर्माणि द्रष्टेआत्मानिइश्वरे ॥१॥

### ઠુમરી.

બ્રહ્મ વિચારી જાઓ ઊજાકે, વાકી ગત્ય હે ન્યારિરે; ટેક.
સદગુરૂ શબ્દ ચાહ કરલીનો, અનુભવ રસ અધિકારીરે;
માહા વાયકસેં અતિ વિવેકિ, આતમરામ વિહારીરે. બ્ર૦ ૧
સમેહ લોહ કંચન મણી જાકે, રજ્જુ સર્પ ન સાંધરે;
મિસરિ લીંબકિ ભિન નહી ભ્રમના, મન હરિ લીન મીઠાઇરે બ્ર૦ ૨
પ્રાત ભયો તબહેં અંજવારા, રહે નહી રેન અંધારિરે;
બ્રહ્માનંદ મગ્ન ભઓ ભિંતર, નભવત લેત નીહારિરે. બ્ર૦ ૩
અણુલિંગિ સો ભયો ઊજાગર, ચડ ગઈ બ્રહ્મ ખુમારીરે;
દાસ નથુ કહે નર નીવાર્ણી, નહી પુરશ નહી નારીરે૦ ૪

### પદ ૧.

અવસરે તારો પલ પલ જાવે, સુતાં તુને નિંદ કયું આવે;
તેરે શીર કાલ હે વેરિ, ભજન બિનું કોન ગતી તેરી. એ રાગ.
નવલ રંગિ દિસું નૌતમ નારી, પેરિ મેં પંચરંગી તન સાડી;
આભુષણ શોભિત અંગ ધારિ, મ્રગાનેણિ ચંદ્રવદન પ્યારી. ટેક
ઢુંઢત ફરૂં કુંજ કુંજ વનમાં, વ્રહેવંતિ હું વ્યાકુળ રહું મનમાં;
દશે દિશે દરદ ભરિ દોરિ, તપિત તન જેવી ફાગુન હોરિ. નવ૦ ૧
સેજેરે મુને સદગુરૂ મળીઆ, બતાવ્યો સ્વામિ સંશે સર્વે હળિયા;
આનંદ ઓઘ અતી વાધ્યો અંગે, રંગે રમુ ચીદઘનની સંગે. ન૦ ૨
લિંન તો મારી થઇ લિંગ આશા, કેવલ માંહિ કિધા નીજ વાસા;
ચડી બ્રહ્મ ખુમારી નહી ખામી, સહજ ભાવે પ્રેમ સુખ પામી. ન૦ ૩

મુંગો સ્વપ્ન સુખને તો લહે, મિસરિ સ્વાદ બાળક કેમ કહે;
અવાચ્ય એવો અનુભવ કૈયે, સમજી **નથુરામ** કે મુન્ય રૈયે.૦ ૪

**પદ ૨ જું.**

ધારોધાટય ધુમિ વળિ સજનિ, તાણા વાણ્ય અંધારી રજનિ;
નિરમળાં માહા વાયક ન્યાળિ, પરવટ મેંતો પ્રેમ પંથ વાળિ. ટેક.
અઢળક સદગુરૂ ઢળિયા, સેજે મારા સંશય દુર પળીયા;
અનુભવે આંજી આંખડલિ, જણુવિ નિજ રૂપ જાતડલિ. ધા૦ ૧
સખિરે મારૂં આપોપું પરકાશું, બ્રહ્માનંદ અમીત સુખ ભાસ્યું;
અનંત નામિ એકસ્વામિ ધામિ, ખાંતભરિ ખેલિ ન રહિ ખામિ.ધા૦ ૨
સમાણી હુંતો સ્વામિના રૂપ માંહિ, જળની લેરિ ભિન નહી ત્યાંહી;
સરિતા જળ સાગરમાં ભળિયું, નામ નેટા રૂપ સરવ ટળિયું.ધા૦ ૩
અવાચક એહિ પદ એવું, વાણી વડે નથી કહ્યા જેવું;
**નથુરામ** નિજાનંદ લેવો, અદ્વૈત પ્રભુ આપો આપ એવો. ધા૦ ૪

**પદ ૧.**

વિધાતા ધન્ય તું તારિ રચના કહી,
નવ્ય જાય ભલાજી તારિ રચના; એ રાગ.
પ્યાલો વાલો પ્રેમનો,
ભાવ ધરિ ભરિ પિતા ભાંગિ પ્યાસ. ટેક.
માહા રસ મિઠો દિલિ ભર દિઠો,
ધન્ય સદગુરૂ સત્ય નિવાસ; પ્યાલો. ૧
બ્રહ્મ માંહિ ભળીઓ સંશય તે ટળિયો,
મળ્યો મુને વિજ્ઞાન ગ્રામમાં વાસ; પ્યાલો. ૨
નયણેથિ નિરખું પ્રેમેથી હું પરખું,
ઊજવળ અનુભવ રૂપ આભાસ; પ્યાલો. ૩
અનુભવ એવો લક્ષે કરિ લેવો,
નીજાનંદ આનંદ નીત્ય ઉલ્લાસ; પ્યાલો. ૪
ચિદઘન સેવા આત્મ લાભ લેવા,
ઊલટ ગઈ વિધિ નિષેધનિ આશ; પ્યાલો. ૫

નિરગુણ દાવે **નથુરામ** ગાવે,
ઊત્તમ અનુભવ જ્ઞાન અભ્યાસ; પ્યાલો. ૬

**કુંડળીઓ.**

જલ બુંદ બુંદ દેહ જાણીયે, ફુટિ ફુટ કમેં જાય;
પરમારથ પરમાણીએ, હદે લગ્ન લગાય;
હદે લગ્ન લગાય, ચિત જીત કર સત સંગા;
કિન કહિ નહિ કોય, ભયંકર કાળ ભુજગા;
વદે વિપ્ર **નથુરામ**, વિગત પલ ફીર નહી મીલે;
જલ બુંદ બુંદ દેહ જાણીયે, ફુટિ ફુટ કમેં જાય. ૧

**श्लोक.**

**स्नातंतेनसमस्ततीर्थसलीलेदत्त्रापिसर्वावनिय ज्ञा नांचकृतंसहस्त्रमाखिलादेवाश्च सपूजिताः ॥ संसाराच्च समुधृताः स्वापितरः त्रैलोक्यपूजितोप्यसौ यस्सब्रह्म विचारणेक्षणमापिस्थैर्यमनः प्राप्नुयात् ॥१॥**

**દોહો.**

જબ કોડીકી ચાહ ભઇ, તબ કોડીકા હોય;
જબ કોડીકી ચાહ તજી, તબ કોટી ધ્વજ હોય. ૧

**સાખી.**

અપના હોજે જાન, સંત સંગે સંભારજે;
સિધિ જાણી સાન, **નથુ** નીર્ગુણ નામની. ૧

**રાગ સંધેસાનો.**

સમજીને સંશયરે સમૂળો ટાળીયે,
જેથિ નિપને નિરમળો નિર્વેદજો. ટેક.
સંત પુરૂષ સદશાસ્ત્રની શિક્ષા સત્ય સદા,
શુન્ય તરક સંશયનો કરવો છેદજો. સમ. ૧
વેદોપ નીશદને શાસ્ત્ર પૂરાણમાં,

એક નીશાન એ અખંડાનંદને ગાયજો;
બહુ ફુલ્યો ફુલ્યો ફળ પત્રે પ્રૌઢતા,
જોવો વીચારી તાણ્યો વેલો થડ જાયજો. સમ. ૨
સમજણને અનુસારે સર્વે સાર ગ્રહે,
તસ્કર સમજો તીતીર બોલે સબ ચોરજો;
સાધુએ જાણી ઓંસોંરે વેદાંતિ કહે બ્રહ્મ વદે,
વૈશ્નવે જાણી વાણી રાધા નંદકીસોરજો. સમ. ૩
વાણી એક તે વીવીધ પ્રકારે વીલસી રહી,
પાત્ર પ્રમાણે વીશમ થઈ વરતાયજો;
સર્પ મુખે ચીપ માંને ક્ષેત્રને ક્ષારમાં,
એક જળદ જળ જુજવો ગુણ જણાયજો. સમ. ૪
એક પ્રભુને અનેક રૂપે સૌ વરણવે,
સગુણ નીર્ગુણ ગણીયે તેવા ગણાયજો;
મતામતી તે આવ્રણ મોટું મનુશને,
દાસ નથુ કહે સાધનથી સુખ થાયજો. સમ. ૫

### આરતી.

આરતિ કીજે નરસિંહ કુંવરકી, હરિહરિ વેદ વીમળ જશગાવે
મેરે પ્રભુજીકી આરતી કીજે નરસિંહ કુંવરકી એરાગ.
આરતિ કિજે પરમ્બ્રહ્મ પૂરષકિ, હરિહરિ.
પ્રેમ આનંદ મન પાવે, મેરે પ્રભુજીકિ, આરતિ કીજે, ટેક.
પેલિ આરતિ કૈવલ પદ કાવે, ગુરૂગમ જ્ઞાન સુગમ સુખ પાવે, આ.૧
દુસરી આરતી અદ્વૈત કહાવે, વિજ્ઞાનાનંદ રઘુ વેદ ગાવે. આ.૨
તીસરી આરતી અખંડ અનુભાવે, સોહં ખલુ બ્રહ્મ અજુરવેદ ગાવે.આ.
ચોથી આરતિ શુન્યશીખર કહાવે, સચ્ચિદાનંદ સામવેદ ગાવે. આ.
પાંચમી આરતી પંડે સો બ્રહ્માંડે, અથાહ અગ્રાહ અથરવેદ ગાવે.આ.
અંતર ભૂત આનંદ ઘન કાવે, નીર્ગુણ રૂપ નથુરામ ગાવે. આ.

# भाग २ बीजो.



## ॥ अथश्री कृष्णाऽष्टक ॥

वंदेमंगलं मंगलायमेकं ॥ वंदे व्रजमंडन सत्य स्वरुपम् ॥ वंदेविमलं स्नेह हासावलोकम् ॥ वंदेचिं त्सरुपं श्रिकृश्नव्रजेसम् ॥१॥ वंदेयमुनामनु गौधेनचारिम् ॥ नमोलीलसैव गिरिवरधारिम् ॥ नमोकोटि कंदर्प लावण्यधामम् ॥ नमोचिंत्सरुपं श्रिकृश्नव्रजेशम् ॥२॥ कृतंवेणुनादं ललीतं रसालम् ॥ गोपिजनताप विजज्ञेऽतिज्वालम् ॥ ज्ञाय्यान्यभावंनितातत्स्वरुपम् ॥ वंदेचिंत्सरुपं० ॥३॥ यदुकुले जेनकृतं गोपभद्रम् ॥ व्रजंप्रेममज्ञंरुदं ब्रह्मनीतम् ॥ नमोनंतशक्तिं सदातंसुरेशम् ॥ वंदेचिंत्स० ॥४॥ नमो दुःखभंजन दिनदयालम् ॥ नमोसुखंधांश्रिनंदगोपालम् ॥ नमोसात्वतानामनेप्सितरुपम् ॥ वंदेचिंत्स० ॥ ५ ॥ नमोव्रजसुंदरत्रिकमनीयम् ॥ नमोगोपीनाथं राधारमनीयम् ॥ सदाद्वैतधामं प्रकृतेःपरस्तेम् ॥ वंदेचिंत्स० ॥६॥ नमोभक्तपालं यशोमाति बालम् ॥ नमोकंसकालं भूपालं नमामि ॥ नमोकामधाम मूनमोऽपेतकामम् ॥ वंदेचिंत्स० ॥ ७ ॥ कलौकोटिकल्मष कर्मानिधानैर्निर्गतानंद गु

णामतामंदभाग्याः ॥ तेषामौषधं तावकंपादपोतम् ॥ वंदेचिंस ॥८॥ पठंसष्टकं चइदंयेसुभक्त्या ॥ अक्षरं प्राप्स्यते कृश्नलोकं विरप्रभा ॥ कृतन्नथुनाम्ना कृश्ने कांतणसा ॥ वंदेचिंस० ॥९॥

॥ इति श्रीमन्नथुराम विरचितं कृश्नाऽष्टकं संपूर्ण ॥

॥ श्रिकृश्नार्पणमस्तु ॥

## રાગ ખંભાતિ.

જનકે કયોરે, રાજા જનેકે કયો રૂષી પ્રત્યે રાજા જનકે કયો; એરાગ.

### પદ ૧.

ગણુનાપતિદેવા, ગણુનાપતિ, ગરિબ નવાજા દેવા ગણુનાપતિ; ટેક.
સલિલ કે સુત અરિ, પતિ જેહિ કાવે;
વાકે સુતાસુત તમે છોજી મહામતિ, ગરિબ નવાજા દેવા ગણુનાપતિ. ૧
વારી અરિ અરિ વાકે વિભુષણુ ધારિ,
જનક કહે શુધી બુધિના પતિ, ગરીબ નવાજા દેવા. ૨
મન ક્રમ વચને હું સેવા તોરિ સાધું,
અગર કપુરથી ઊતારૂં આરતિ; ગરિબ નવાજા દેવા. ૩
શરણુ વત્સળ તમો છો સદા સ્વામી,
વિપ્ર નથુરામ કરે વિનતિ; ગરિબ નવાજા દેવા. ૪

### પદ ૨ જું.

ધરાયે કયો આઇ ધરાયે કયો, ધાતાપરત્યે આઈ ધરાયે કયો. ટેક.
ધેનુરૂપ ધર્યું એનું દિન મુખ દિસે, નેનુ માંહી નીર અતી જાત વયો. ધા૦
નીચા પન્યાસ અંગે પીડા અતિપ્રગટિ, અધરમ ભાર ન જાય સયો. ધા૦
ત્રેતાદિ જુગમાં હું હતિરે પનોતિ, સ્વાહાસ્વધા વષટ્કાર શબ્દ ગયો. ધા૦
નથુરામ કહે નૃપ દારૂણુ પ્રગટયા, ઊંચજને નીચકેરો વનો જઇ વયો. ધા૦

આશા— પદ ૩ જું.

સ્યામ હરિ એક શ્યામ હરિ,

ચરણુ વત્સળ એક શ્યામ હરિ. ટેક.
અનાથાનો નાથ એતો દિનકેરો બંધુ,
નોધારાં ઓધારે એવિ અટક પડિ. ચરણ. ૧
અબળનો બળ વાલો એકલનો બેલિ,
અધમ ઓધારે અતિ કરૂણા કરિ. ચરણ. ૨
ગિધ વ્યાધ ગજ વાલે ગણીકાને તારી,
વીપતિનિ વારે તર્તપલ તે ઘડી. ચરણ. ૩
દાસનથુકેરો દેવ તો દયાળુ,
બરદ સંભારે નવ્ય જાય વિસરિ. ચરણ. ૪

**પ્રભા—** **પદ ૪.**

શરણું ધરોરે શ્યામ શરણું ધરો.
ચિંતા પરહરિ શ્યામ શરણું ધરો. ટેક.
ભજે તેને ભજે વાલો નિમક નઈ ન્યારો,
જેમ કાયા કરે કેલિ તેમ છાયરો. શરણું. ૧
સનાથ થવા કાજે પરિશ્રમ પ્રિછે,
મનુ મારકંડ મનં જ્વર તો હરો. શરણું. ૨
નીજજન દુખ દેખી દયા કરી દીલમાં,
જુગ ફેરિ ત્રેતા મુખે અરીશું લડો. શરણું. ૩
વિપ્ર નથુ કહે વિધિ વદે એમ વાણી,
અન્યની ઓળગે કોઇ નવ્ય ઉગરો. શરણું. ૪

**પ્રભા—** **પદ ૫ મું.**

નહિ ઉગરો બિજે નહી ઉગરો,
સમરથ શ્યામ વિન્યા નહી ઉગરો. ટેક.
વણિક સમાન સહુ લેવે ને દેવે,
અન્યને ઉપાસી મીથ્યા શ્રમ કાં કરો. સમરથ. ૧
કંઈ કાળ કષ્ટ સહિ સુરસેવા કિધિ,
ખડ વાંડ મુચ કુંદ કાજ ન સરો. સમરથ. ૨

તપ બળવંત આગે હુવા અનંતારે,
વિપતિ વેળાયે વારે કોયે ન ચડો. સમરથ. ૩
વિપ્ર **નથુ** કે' વિધિ વદે એમ વાણી,
સૌથિ સમરથ હરીનો છે આશરો. સમરથ. ૪

દેવતાઓ— પદ ૬.

સ્તવન કરે દેવા સ્તવન કરે,
ક્ષિરોદની તીરે દેવા સ્તવન કરે. ટેક.
દેવના દેવ પ્રભુ દિન દયાલું,
પતિતપાવન જગજીવન હરે. ક્ષિરોદ. ૧
આરતના બંધુ અખિલાનંદકારી,
ચરણે જાતાં કોટી કાજ સરે. ક્ષિરોદ. ૨
આશા કરિ આવ્યા અમે અંતરજામિ,
દરશંન આપો તો પ્રભુ દ્રિગન ઠરે. ક્ષિરોદ. ૩
દાસતો **નથુ**ના પ્રભુ દેવ મોરારિ,
ત્રાહિ ત્રાહિ કહિ સહુ વાણી ઓચરે. ક્ષિરોદ. ૪

**પદ ૭ મું.**

રમાના પતિરે પ્રભુ લક્ષ્મિના પતિ,
દરશન દચે પ્રભુ રમાના પતિ. ટેક.
ખેચરિ સચે પણ પક્ષ તમારિ,
તમ વિન્યા દુખ કીયાંયે કેવાનું નથિ. દરશન. ૧
અગમ અગાધને અનંત જેહિ કાવે,
પાર ન પામે વદતાં તે ભારતિ. દરશન. ૨
પૂરાણ પુરૂષોતમ નામ તમારૂંરે,
અધિક ન ચાલે એથિ અમારી ગતિ. દરશન. ૩
દાસતો **નથુ**ના પ્રભુ દેવ દયાળુ,
કર જોડિ વારે વારે કરૂં વિનતિ. દરશન. ૪

શિવ— **પદ ૮ મું.**

શિવજી કહેરે સદા શિવજી કહે,
સુરેંદ્રાદિ પ્રત્યે સદા શિવજી કહે. ટેક.
જેને વંશલોક સર્વે સરાચર કહે,
અલક્ષનો લક્ષ એનો કોય ના લહે. સુરેંદ્રા. ૧
નસિપ્રોત પ્રશ એમ વંશ સઉ વરતે,
દિષ્ટ કૃત નામે બહુ બળિતો લહે, સુરેંદ્રા. ૨
જેને ભયે સૂર તપે વારિદ તો વરશે,
અગ્નિ જવળ ન કરે વાત તો વહે. સુરેંદ્રા. ૩
દાસતો **નથુનો** નાથ સર્વેથિ મોટા,
માનને તજે તેનિ સંગ તે રહે. સુરેંદ્રા. ૪

શિવ— **પદ ૯ મું**

દુરતો નથીરે પ્રભુ દુરતો નથી,
દિનપણે રહે પ્રભુ દુરતો નથી. ટેક.
ત્રિભોવન નાથ પ્રભુ માન તજે મળશે,
અજીતનિ જીત્ય નવ્ય થાય જોરથિ. દિન. ૧
જપ તપ જોગ કરી ધ્યાન તો લગાવે,
પરપીડા જાણ્યા વિન્યા મરવું મથિ. દિન. ૨
ઈશણા તજીને અનુભવને જે ઇછે,
નિમક નહી ન્યારો પ્યારો રિજે રિત્યથિ. દિન. ૩
**નથુરામ** કહે નિલકંઠ એમ બોલે,
પુરાણી કલ્યાણી વાણી વદે મુખથી. દિન. ૪

શિવ— **પદ ૧૦ મું.**

ધ્યાન ધરો પ્રભુ ધ્યાન ધરો,
વીપતી વેળાએ પ્રભુ ધ્યાન ધરો. ટેક.
કષ્ટને વેળાયે જેહિ અન્યને ઉપાસે,
અલપમતિ એતો ખાંડે કોદરો. વિપતિ. ૧

મન કલપિત કાંઇ કામ્ય નહિ આવે,
મ્રગજળ માંહિ બુડિ શિદને મરો. વિપતિ. ૨
નાથજી વિનાનું કોણ સંકટ નિવારે,
અન્યથા એકરે બિજે નહિ ઉગરો. વિપતિ. ૩
દાસ તો **નથુ**ના પ્રભુ દેવ દયાળુ,
મારે પતિયારો પ્રભુ છેજી તાયરો. વિપતિ. ૪

## પદ ૧૧ મું.

શાંતિ ચિત વિના સુખ આશા કરે,
આશ તો કરે સુખ આશ તો કરે. શાંતિ ચિત. ટેક.
જપ તપ જોગ કેરૂં જતન જણાવે,
દામીનિ જ્યું મન સુખ સુન્ય તો ધરે. શાંત. ૧
જતિ કેરો વેશ ધરે ધારણા ન દિસે,
દિપ શિખા મન હઠે જોગ આદરે. શાંત. ૨
બાના કેરૂ બ્રદ તજી બળ કરિ બોલે,
પતાકાનું પુછ મન ધ્યાન તો ધરે. શાંત. ૩
વિપ્ર **નથુ** કેહે કોઇ વિરલા વિવેકિ,
ઈશણા તજીને શ્યામ શરણું ધરે. શાંત. ૪

## પદ ૧૨ મું.

કાંએ ન સરે કામ કાંએ ન સરે,
કલપના કરે કાંય કાજ ન સરે. ટેક.
સુખ કાજે દુખ સહે ભુલા તો ભમેછે,
રેંટ માળ પડે મન ફેરા બહુ ફરે. કલપના. ૧
કરમ આધીન સહુ ચરાચર કહે,
સુખ દુખ જન્મ મ્રત્યુ સંચિત ફળે. કલપના. ૨
અમિત ઈશણા કેરૂં ધ્યાન ધરેછે,
સુખ કલપે ને દુખ આવીને અડે. કલપના. ૩
નથુરામ કહે ભજો નટવર નાગર,

કૃશ્ન વિના કષ્ટ કોઈ નહિ હરે. કલપના. ૪

પ્રભાત— પદ ૧૩ મું.

વાસ કરો વ્રજ વાસ કરો, વિરંચિ કહે વ્રજ વાસ કરો. ટેક.
સમાધિમાં આવી મુને સ્યામે સમજાવ્યો,
શિવ સુરાદિક સરવે સંચરો. વિરંચિ. ૧
ગોપ ગોપિ વ્રક્ષવેલિ સુરભિ સ્વરૂપે,
વિલંબ ન કિજે નાના દેહ ધરો. વિરંચિ. ૨
શ્રી બળ વીર મન મોહન માધુ,
અલભ્ય લાભ લેવા પ્રેમે પરવરો. વિરંચિ. ૩
વિપ્ર નથુ કહે વ્રજ વૈકુંઠ વસિયું,
કૃશ્ન જીવન પ્રાણ કાજ કરો. વિરંચિ. ૪

## ગરબી ૧ લી.

દેવિ દરશન દેજો દાડી દાડી, જગત જોગમાયારે. એ રાગ.

માહા મંગળ ગોકુળ માંયરે, આનંદ રંગ એલિરે.
જગજીવંન અવતર્‌યા જ્યાંયરે, આનંદ રંગ એલિરે. ૧
ધરયો જન્મ મથુરાં મોઝારરે. આનંદ.
રખવાલા નીંદ્રાલુ તેવારે. આનંદ. ૨
તુટિ બેડીયુને છુટા કપાટરે. આનંદ.
વસુદેવ વળ્યા વ્રજ વાટરે. આનંદ. ૩
ભાદુ માસનિ રૈણુ અંધારિ. આનંદ.
કરમાંહિ તે કુંજ વીહારી. આનંદ. ૪
ધિમો ગર્જે વર્સે મેઘરાયરે. આનંદ.
શેષે કિધિ ફ્રણાની છાયરે. આનંદ. ૫
શ્રી જમુનાનાં ભરપુર નીરરે. આનંદ.
ચરણુવંદિને નીર થયાં થીરરે. આનંદ. ૬
છબી નીરખે ને હરખે અપારરે. આનંદ.
આવ્યા નંદ તણે દરબારરે. આનંદ. ૭

સોંપી જશોમતી સેજે ગોપાળરે. આનંદ.
કન્યા લઇને વળ્યા તતકાળરે. આનંદ. ૮
વસુદેવ આવ્યા નીજ દ્વારરે. આનંદ.
થયું કંસને જાણ તે વારરે. આનંદ. ૯
મામા મને મારે શું થાયરે. આનંદ.
તારો વેરી તે ગોકુળ માંયરે. આનંદ.૧૦
દાસ નથુનો દેવ દયાળરે. આનંદ.
દુખ ગંજન શ્રી ગોપાળરે. આનંદ.૧૧

## ગરબી ૨ ૭.

ધન્ય ધન્ય શ્રી કૃષ્ણ ગોપાળરે, આનંદ રંગ રેલ્યોરે;
મનમોહન દિનદયાળરે, આનંદ રંગ રેલ્યોરે. ૧
ભગત કારણે ધરયો અવતારરે, આનંદ.
તીથિ અષ્ટમિ ને બુધવારરે. આનંદ. ૨
રોહિણિને શ્રાવણની રેણરે. આનંદ.
પ્રગટયા તે જગત સુખ દેણરે. આનંદ. ૩
ધન્ય નંદ તણો દરબારરે. આનંદ.
વરતાણો તે જેજેકારરે. આનંદ. ૪
વાગે આનંદ ત્યાં વધાયરે. આનંદ.
મળિ માનુનિ મંગળ ગાયરે. આનંદ. ૫
મળી ગ્વાલનીયું નંદ દ્વારરે. આનંદ.
કરે કૌતુક પ્રેમ અપારરે. આનંદ. ૬
દેખિ કૃષ્ણચંદ્રનું મુખરે, આનંદ.
અંગોઅંગ અંતરમાં સુખરે. આનંદ. ૭
દધિ દુધ ઉડે નહી પારરે, આનંદ.
રમે અંગમાં ઉમંગ અપારરે. આનંદ. ૮
અમરોને તે આનંદ ઓઘરે, આનંદ.
મન આશીશ થઇછે અમોઘરે. આનંદ. ૯

ત્રણે લોકમાં જેજેકારરે, આનંદ.
એની ધુન્ય લાગી એકતારરે. આનંદ. ૧૦
વેદ અભેદ વદેછે જેહરે, આનંદ.
ઝુલે પારણે તે વ્રજમાં તેહરે. આનંદ. ૧૧
ભલી છબી દીસે ઘનશ્યામરે, આનંદ
બલહારી તે દાસ **નથુરામ**રે. આનંદ. ૧૨

## ગરબી ૩ જી.

મંગળ રૂપ રાજે માહારાજરે, મંગળ વ્રજમાંહીરે.
કિધો મંગળ સરવે સાજરે, મંગળ વ્રજ માંહીરે. ૧
મંગળ પારણે ઝુલે લાલરે, મંગળ.
નેણાં મંગળ થયાં તે ન્યાલરે. મંગળ. ૨
મંગળ વરતે તે નંદને દ્વારરે, મંગળ.
મંગળ ગાન કરે નર નારરે. મંગળ. ૩
મંગળ અશન વશન તે ઠોરરે, મંગળ.
મંગળ મોરલી બોલે ઘનઘોરરે. મંગળ. ૪
મંગળ કૃશ્નનાં કીરતન થાયરે, મંગળ.
હરિજન મંગળ ગુણ ગાયરે. મંગળ. ૫
વેદ વદે તે મંગળ ધુનરે, મંગળ.
મુની મંગળ ધ્યાવે મુન્યરે. મંગળ. ૬
જશ મંગળ વદે નેના શેષરે, મંગળ.
ગુણ મંગળ લખે તે ગણેશરે. મંગળ. ૭
શારદા તે મંગળરૂપ સાધેરે, મંગળ.
એહિ મંગળ નારદ આરાધે. મંગળ. ૮
સનકાદિક મંગળ જાણે, મંગળ.
વ્રજનારી મંગળરસ માણે. મંગળ. ૯
વ્રજ મંગળ એવો અપારરે, મંગળ.
દાસ **નથુ** તે જાય બલહારરે. મંગળ.૧૦

## ગરબી ૪ થી.

બાળકૃશ્ન છબી મન મોડરે, જાઊં બલહારીરે;
કૃશ્ન નીરખ્યાનો મનમાં કોડરે. જાઊં. ૧
ઘનશ્યામ છબીલો સેણુરે. જાઊં.
મુખે બોલે મધુરાં વેણુરે. જાઊં. ૨
વ્રજ વલભ નટવર વેશરે. જાઊં.
કાળુ દીસે ખેતલીયા કેશરે. જાઊં. ૩
મોરમુગટ મનોહર રાજે હું. જાઊં.
મકરાકૃત કુંડળ બિરાજે. હું જાઊં. ૪
પેર્યા પીળાં પીતાંબર પ્યારાંરે. જાઊં.
નેણાં કમળ રશાળાં ન્યારાંરે. જાઊં. ૫
શ્યામ સુંદર ચિંતડાનો ચોરરે. જાઊં.
મીઠિ મોરલી વાગે ઘનઘોરરે. જાઊં. ૬
લટકાળો છોગાળો લાલરે. જાઊં.
આજ નીરખીને થઇ છઉ ન્યાલરે. જાઊં. ૭
દાડી દરશન દેજો દયાળરે. જાઊં.
નિજ જન તણા પ્રતીપાળરે. જાઊં. ૮
તમ સંગે રમવું સ્યામરે. જાઊં.
મારે નથી બીજાનું કામરે. જાઊં. ૯
હેતે નથુ કહે જોડી હાથરે. જાઊં.
શ્યામ સુંદર કરજો સનાથરે. જાઊં. ૧૦

## પદ ૧.

હરખે ભજીલે હરીને, એસિ પલ નાવે ફરીરે. એ રાગ.
નીરખત્રા નંદલાલ, નીશદીન તલખત નેનાં. ટેક.
ચલો સબ સખિયાં, દેખો ભરી અંખિયાં;
જીવન સફળ કરી લેનાં, નીશદીન તલખત નેનાં. ૧
દયા જાને દીનકિ, અમી મીટ ઇનકી;

દિલકી કનૈયાકું કેનાં, નિશદીન તલખત નેનાં. ૨
સખિ કાજ સારો, બંકા નેનું વારો;
પ્યારો બજાવે વન વેનાં, નીશદીન તલખત નેનાં. ૩
નાથને જઇ નમીયે, ગોવીંદ મન્ય ગમીએ;
રમીયે શરદ રંગ રેનાં, નીશદીન તલખત નેનાં. ૪
દાસ નથુ નીરખે, હઇડે અતી હરખે;
અહોનીશ દરશન દેનાં, નીશદીન તલખત નેનાં. ૫

## જીલણીયું. પદ ૧.

અંજનિનો જાયો હનુમાન, સમરૂં બજરંગિ. એ રાગ.

બાજે નંદતણે દરબાર, નોબત નવરંગી.
તેના પુન્ય તણો નહી પાર. નોબત નવરંગી.
ધંન્ય ધંન્ય જસોદા નંદ, નોબત નવરંગી.
પ્રગટીઆ તે પૂરણા નંદ. નોબત નવરંગી. ટેક

શ્રાવણમાસ સોહામણો, આઠમને બુધવાર;
મધ્ય નીશાએ રોહિણિ, વ્રજચંદ ઉદે તે વાર. નોબત. ૧
વેગે આવી વધામણી, સુણીને નંદરાય;
સુખડાની તે શિ કહું, આનંદ ઉર ન સમાય. નોબત. ૨
દુંદભી દેવનાં ગરગડે, વરસે ફુલ અપાર;
શિવ બ્રહ્માદિ ઓચરે, જેજે શ્રી કુંજવીહાર. નોબત. ૩
ભિડ થઈ નંદ આંગણે, ગ્વાલની મંગળ ગાય;
નિરખી નટવર નાથને, નેણાં ત્રપત નવ્ય થાય. નોબત. ૪
કુંકમ કેશરનાં છાંટણાં, ઉડે અબીલ ગુલાલ;
બોલે મીઠા બોલડા, જેજે કનૈયાલાલ. નોબત. ૫
ઉડે હરદી દુધ દઈ, નાચે ગોપિ ગોવાળ;
ખીચ મચ્યો નંદ આંગણે, રંગ તે જામ્યો રસાળ. નોબત. ૬
ગોકુળમાં રંગ રેલીયો, ગણતાં કેમ ગણાય;
પ્રેમ ગ્વાલનીગું પી ગઈયું, રહ્યા તે કૈ લલચાય. નોબત. ૭

સુખડાં સર્વે પરહર્યાં, વાલા સુંદર શ્યામ;
લીલા રસ ગાઇ રીજવે, બલહારિ તે દાસ નથુરામ. નોબત.૮
ગાય શીખે ને સાંભળે, તેનો વૈકુંઠ વાસ;
માંડવીગાંમ વાસો વસે, નથુરામ હરિનો દાસ. નોબત. ૯

**નંદજસોદાથી પ્રગટયા તે દેવીનાં અનેક નામ ને રૂપ છે તેની કીરતીનું જીલણીયું.**

**રાગ ઉપર પ્રમાણે.**

માજી વસ્યાં ચુવાળને ચોક, બહુચર બરદાળી;
માજી રોજ ઉગમણે ગોખ, બહુચર બરદાળી. ટેક.
આદિતે મા અંબિકા, તેજ તણો અંબાર;
આદિ અનાદિ એકછો, માનો મહિમા અગમ અપાર. બહુ૦ ૧
સોમે સમરતાં માતને, થાશે લીલા લેહેર,
ભવની ભટકણ ભાંગશે, માજી આણે તે મનમાં મેહેર. બહુ૦૨
માનસરોવર જીલતાં, આનંદ મંગળ થાય;
સુખડાં આપે શારદા, પંડનાં પ્રાશ્ચત જાય. બહુ૦ ૩
બુધે બંધન કાપશે, જન્મ મરણનાં જેહ;
ભાવે ભજશે માતને, ધંન્ય તે ધરીઓ દેહ. બહુ૦ ૪
ગુરૂગમ જ્ઞાને ગોતીયે, આદ્ય અંબીકા એક;
ભગત તણા હીત કારણે, માનાં નામને રૂપ અનેક. બહુ૦ ૫
ભ્રગુ ભલુ રૂપ શોભતું, શોભે સજ્યા શણગાર;
સુંદર છબી તે શું કહું, ચડયાં કુકડે ભુજા શુભ ચાર. બહુ૦૬
શનીયે શંખલપુરમાં, શોભીતું શુભ ધામ;
મન ક્રમ વચને કરી, નીત્ય ચરણે નમે **નથુરામ**. બહુ૦ ૭
સવંત ઓગણીસેં ચાળીશના, ઉત્તમ આસોમાસ;
નોમે **નથુરામ** બોલીયા, જેનો માંડવી ગામ નીવાસ. બહુ૦ ૮

**પદ ૧.**

મુને મારે કાંકરિ કાન, પાણીડાં મેં કેમ કરી જાઉં એરાગ.

રાધા ચંપક વરણી નાર, નાહોલીઓ નટવર છે. ટેક.
રાધાને સાડી રંગ કસુંબલ, પિતાંબર વ્રજ રાજ; નાહો૦ ૧
રાધેને કાને જાલ જબુકે, કુંડલ મકરાકાર; નાહોલીઓ૦ ૨
રાતા દંત અધુરપર ઓપે, મોરલીધર માહારાજ; નાહો૦ ૩
નવશર હાર ગુલાબી લળકે, કૌસ્તુભ મુગ્તા માળ; નાહો૦ ૪
ઝાંઝર ઝમકે અણુવટ વીછીઆ, કમનીય પદ કહલાર;નાહો૦ ૫
દાસ **નથુ** કહે રહો અવીચળ જોડી, નીજ જન નીરખણ હાર૦ ૬

## પદ ૧.

અલબેલી અંબા માત જોવાને જઈએ. એ રાગ.
રંગભિનો રાજકુમાર, જોવાને જઈએ,
જોવાને જઈએ સખી સુખીઆં થઇએ, વ્રજ વ્રંદાવન રહીએરે,
આપ આપડા મનની વાતુ, જઇને જીવનને કહીયેરે. જોવાને૦ ૧
મોરમુગટને પિળાં અંબરરે, કુંડળ ઝળકે જ્યોતિરે;
કૌસ્તુભ મણી ગળે હાર ગુલાબી, માંહી દીસે મનોહર મોતિરે. જો૦ ૨
છેલ છબીલો વીઠલ વરરે, મોરલી વગાડે ઘેરિરે;
દાણી થઈને વાલો દાણજ માગે, નાથ મનોહર લેરિરે. જો૦ ૩
મોહનજી તમે મેર કરોનેરે, માંગું વ્રજમાં વાસરે;
દાસ **નથુ** કહે ધન્ય નટવર નાગર, પુરોને મનની આશારે. જો૦ ૪

## પદ ૨.

રસીઆજી નંદજીના લાલ, રમવા તેડોને.
રમવાને તેડો લાગ્યો સનેડો, ત્યારૂ નવ્ય રહેવાયરે,
લાલચ લાગી લાલશુંરે, મળવા મનડું લોભાય. રમવા૦ ૧
ખાતાંને પીતાં હસતાંને રમતાં, જીવન જંખના જેહરે;
વિસાર્યા નવ વીસરેરે, જેમ બપૈયો મેહ. રમવા૦ ૨
આવો અમારે આંગણેરે, મલપંતા માહારાજરે;
પલંગ ઢાળું પ્રેમનોરે, ચિંતડાનો સુખ સાજ. રમવા૦ ૩
મનના માન્યા મોહન પ્યારારે આપે અલૌકિક સુખરે,
ગુણવંતાને ગ્રાહી રહિરે, ટાળો દલડા કેરાં દુખ. રમવા૦ ૪

વર વરી હું વિઠલ વરરે, છેલ છોગાળો કાનરે;
દાસ **નથુ** કહે ધંન્ય નટવર નાગર, કીધી રાધે સમાન. રમવા૦ ૫

## સાખી.

આજતો અગણીત સુખ, મોહન મળતે માણીયાં;
દુર થયાં છે દુખ, **નથુ**ને નિરભય કરો. ૧

## પદ ૧ રાગ માળીગાડો.

આજ સખીરે હુંતો આનંદ પામી, મોહન મંદીર પધાર્યારે;
પ્રેમ ધરિ પરમાણી મારે વાલે, સરવે કારજ સરીયાંરે. આજ. ૧
જાગ્રત સ્વપ્ન સુશુપ્તિને તુર્યા, ઉનમની લાગી તાળીરે;
તતપદ ત્વંપદ ટળ્યું મારી સજની, અસિપદ ટેકને ન્યાળીરે. આજ. ૨
સુર્ય જ્યોતિ ભાસ્યું દ્વૈત સ્વરૂપે, જળનેજોગે તે જણાણુંરે;
જ્ઞાતા જ્ઞેયને ગમ્ય હતું તે, ગમ્ય માંહિ અળપાણુંરે. આજ. ૩
નીજાનરે નંદ આનંદ થયોછે, અવાચ્ય જેને કહેછેરે;
**નથુરામ** કહે નામ રૂપ નહિ સોઇ, સમજીને મુંન્ય રહેછેરે; આજ. ૪

## રાગ પરજ. પદ ૧ લું.

આવો મારા આતમના ઓધારજો, જીવન જોવાને આવો. એરાગ.
નાનપણાનો મારે નેડોજો, નેણુ ફેરિ લેરતો લગાડી, ટેક.
જળ જમુનાજીનાં ભરવાને ગ્યાંતાં વાલા,
કાનુડે ચડાવ્યો મારો બેડોજો. નેણુ. ૧
મારે મહિ વેચવાને મથુરામાં જાવું વાલા,
કાનતો રોકેછે મારો કેડોજો. નેણુ. ૨
શેરિયે જાઉં ત્યાંતો સંગત્યે ચાલે વાલો,
સાહિ મારા સાળુડાનો છેડોજો. નેણુ. ૩
**નથુરામ** કહે ધંન્ય નટવર નાગર વાલા,
સેજે માણે કરીને સનેડોજો. નેણું. ૪

## પદ ૨ જું.

કરમે કરીને મુને મારીજો, કાનુડે નેણુ કટારી. ટેક.

લાગિ કલેજા મુને ભીંતર ભેદી વાલા,
ઉતરી ગઈ આરંભ પારીજો. કાનુડે. ૧
હાડને ચામ મારાં ગયાં સુકાઈ વાલા,
પ્રગટી છે પીડા મુને ભારીજો. કાનુડે. ૨
કહું ઘણી કોયે કેણુ ન માને વાલા,
બોલે સઉ નારી ધુતારીજો, કાનુડે. ૩
**નથુરામ** કહે ધંન્ય નટવર નાગર વાલા,
તમે જીત્યા ને હું હારીજો. કાનુડે. ૪

## પદ ૩ જુ.

મત કરો આંખડલીના ચાળાજો, મરમાળા મરમ ધરીને. ટેક.
લાજ ભરેલી હુંતો લાજી મરૂ છઊં વાલા,
નફટ કાન ગોવાળાજો. મરમાળા. ૧
અળવ્યું કરીને શિદ આડા ફરોછો વાલા,
કામણગારા કાન કાળાજો. મરમાળા. ૨
મનના માન્યા મારૂ અંગ કાં મ્રોડો વાલા,
તાણો માં તુટે મોહન માળાજો. મરમાળા. ૩
**નથુરામ** કહે ધંન્ય નટવર નાગર વાલા,
ચરણમાં રાખોને છોગાળાજો. મરમાળા. ૪

## પદ. ૪

નેણાને બાણે મુને મારીજો, નમેરિનંદને લાલે; ટેક.
વ્રહેને વૈરાગે મુને રોમે વીંધિ વાલા,
ગારડી વ્રજ ગીરધારીજો. નેણા. ૧
શરીર તણી હુંતો શુધબુધ ભુલી વાલા,
વ્યાકુળ થઇ છઊં વીહારીજો. નેણા. ૨
ચોધારાં બાણ મુને માર્યાં શામળીઆ વાલા,
માણસમાંથી મુને ટાળિજો. નેણા. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર વાલા,
અલબેલા લ્યોને ઉગારીજો. નેણા. ૪

**પદ. ૫**

છોડીદે સાળુડાનો છેડોજો,
લોભિ તુંને લાજ ન આવે. ટેક.
મેલોને મોહન તાણતાં ત્રુટે વાલા,
વિશ્વાસિ નારીને કાં વેડોજો. લોભિ. ૧
વસુ હું વસાણે તમે ગોકુળના વાસી વાલા,
મારે તમારે ક્યાંનો નેડોજો. લોભિ. ૨
વાટને ઘાટે તમે શીદને વળુંધો વાલા,
ત્રિકમ તકે મુને તેડોજો. લોભિ. ૩
**નથુરામ** કહે ધન નટવર નાગર વાલા,
હરિ શું લાગ્યો મુને હેડોજો. લોભિ. ૪

**રાગ મારૂ. પદ ૧.**

ઓધાજી અમે આવેલ આશ ભર્યાં. એરાગ.
ડોલરિએ મારા, દિલડાનાં દરદ હર્યાં. ટેક.
દેખિને દુલારો અમે ડગતો ન ભરીયે,
ઠિક મારાં દ્રિગન ઠર્યાંરે. ડોલરિએ. ૧
મિષ્ટ મરમાળિ એનિ વાણિ રસાળિ, મરકલડું મન મ્રોડ;
નેણેથિ ન્યાળે ને દુખડાને ટાળે, નટવર નંદકિશોરરે. ડોલરિએ. ૨
પ્રેમે પરમાણિ પ્યારે પોતાની જાણી, ભાવે ભિડિ છાતીના સાથ્ય;
લુંબેને જુંબે વાલો સ્નેહ જણાવી, રંગ જામ્યો બનિ ભલી ભાત્યરે. ડો. ૩
આનંદ દીવાળી આજ રંગે રૂપાળી, મળ્યા મુને મોહનલાલ;
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર,
નિરખે કરી આજ ન્યાલરે. ડોલરિએ. ૪

**પદ. ૨**

મોહન મારૂ, માણે રસ પ્રેમ ભરયો; ટેક.
માધુરિ મુરતીને રૂપ રસાળું, નટવર વેશ ધરયોરે. મોહન. ૧
કિશોર વય મારી કેશુ ફુલ્યું, ભાવની ભભકેરે બાશ;
ભોગી ભમર તે ભુદર ભેટો, વળુંધિને લીયે વાલો બાશરે. મો૦ ૨

ઊમંગ ભરીને આલીંગન લીધું, અંગે આનંદ નવ્ય માય;
લાલ અધર રસ લળીલળી લીધો, તેમતેમ તન ટાઢું થાયરે.મો૦ ૩
મનના મનોરથ પુર્‍યા મારે વાલે, બણી રૂડી રંગડાની રેલ્ય;
**નથુરામ** કહે નવ્ય રહી કાંઇ ખામી,માવા હવે બથમાંથી મેલ્યરે.મો૦૪

### પદ. જીલણીયું.

રંગે રમેરે રંગે રમે, આજ નવદુર્ગા રંગે રમે. એરાગ.
વાલો લાગેરે વાલો લાગે, લટકાળો લાલ મુને વાલો લાગે. ટેક.
માથે મુગટ કાને કુંડળ બિરાજે, મરકલડું ભવભિડ ભાંગે. લટ૦
વ્રંદા તે વનમાં ગૌધેન ચારે, વાલાનિ વાંસળી મિઠિ વાગે. લટ૦
મારે મહિ વેચવાને મથુરાંમાં જાવું,દાડિ આવીને વાલો દાણ માગે. લ૦
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર,ભાવે ભજન સુખ ભગ્તિ માગે. લ૦

### પદ ૨.

આસ્ય ભર્‍યાંરે આવ્યાં આશ ભર્‍યાં, રાસ્ય રમાડો આવ્યાં આશ ભર્‍યાં. ટેક.
વ્યાકુળ છૈયેવાલા પ્રેમે પરમાણો,મોરલીયે મારાં મનડાં હર્‍યાં.રાસ્ય૦ ૧
વાલાં હતાં તેને વેરિ કરીને, વીઠલ વર અમે તમને વર્‍યાં. રાસ્ય૦ ૨
અંતર ભાવને જોઓ અલબેલે,વિનતાનાં વેણ ઠિક રૂદિયે ઠર્‍યાં. રા૦ ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, સ્યામને ભજીને મારાં કાજ સર્યાં.રા૦ ૪

### પદ ૩ જુ.

રંગે રમેરે રંગે રમે; ગોપિ ગોવિંદ રાસ્ય રંગે રમે. ટેક.
સુંદર રજનિ શરદ પુન્યમનિ,
ચંદ્રનિ જ્યોત સ્યામ ચરણે શમે. ગોપિ ગોવિંદ. ૧
એક એક ગોપિ ને એક એક માધવ,
દયા નિધિ કામ દર્પને દમે. ગોપિ ગોવિંદ. ૨
મતવાલિ રાધા મચકેથિ ચાલે,
થેઈ થેઈ કરી જઇ નાથને નમે. ગોપિ ગોવિંદ. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર,
ગુણીજનશું જ્ઞાન ગોઠડી ગમે. ગોપિ ગોવિંદ. ૪

### પદ ૪.

રંગે રમીરે આજ રંગે રમિ,
રશિયાની સંગ આજ રંગે રમી. ટેક.
સુખ અલૌકિક આપ્યું અલબેલે,
સ્યામની છબી મારા ચિંતમાં શમી. રસીયાની. ૧
આશ અંતરની પુરી મારે વાલે,
આનંદ ઓઘ નવ્ય રહિ કમિ. રશીયાની. ૨
પ્રેમ ધરિને પરમાણી મુને પ્યારે,
ગીરધરલાલને મન્ય હું ગમિ. રસીયાની. ૩
નથુરાંમ કહે ધન્ય નટવર નાગર,
ભાવે ભજે તેની ભાંગે ભ્રમિ. રસીયાની. ૪

### પદ ૧ લું.

હરખે ભજીલે હરિને, એસિપલ નાવે ફરિરે. એ રાગ.
પ્રિતમ પ્રાણ ઓધાર પ્યારા ભવપાર ઉતારો. ટેક.
ભવરે સાગરમાં ભુલો ભટકું,
બુંડતાં ત્રીકમ તારો. પ્યારા ભવપાર ઉતારો. ૧
અવગુણ સામું ન જોશો શામળીયા,
ચરણે આવ્યાને ઓધારો. પ્યારા ભવપાર. ૨
ત્રિવિધિ તાપ સમાવો તનના,
આરત જાણી ઉગારો. પ્યારા ભવપાર. ૩
દાસ નથુ કહે ધન્ય નટવર નાગર,
નરહરિ દુખડાં નીવારો. પ્યારા ભવપાર. ૪

### પદ ૨.

કરૂં વિનતિ કર જોડી, નાથ મારાં પાપ નીવારો. ટેક.
લોભે લુંટાણો અતી કામે કુંટાણો,
ભરિયા કુકર્મે કુઠારો. નાથ મારાં પાપ.
મેં અપરાધિ પ્રભુ અવગુણ ભરીયો,

ચરણે આવ્યાને સુધારે. નાથ મારાં. ૨
ગરીબનવાજ તમે બહુ ગુણ નામિ,
ગરિબ દાસ હું તમારો. નાથ મારાં. ૨
**નથુરામ** કહે ધંન્ય નટવર નાગર,
પાપ માફ કર મારો. નાથ મારાં. ૩

### પદ ૩.

ભગ્ત વત્સળ ભગવાન, કારજ સારો કરૂણા કરિને. ટેક.
અપનો જાણીને પ્રહલ્લાદ ઉગાર્યો, નરહરિ રૂપ ધરિને. કા. ૧
ગરૂડ વીચારી ગજરાજને ઉગાર્યો, વીદાર્યો ગ્રાહ અરિને. કા. ૨
દુષ્ટ સભામાં દ્રુપદિની લાજ રાખી, પટકુળ પ્રેમે પુરિને. કા. ૩
નરસિંહ મહેતાને હાર હાથોહથ દિધો, હરિવર હેતધરિને. કા. ૪
દાસ **નથુ** કહે જેને રિજ્યો દયાળુ, ભવ દાવ નાવે ફરિને. કા. ૫

### પદ ૪.

રાંકું તણા રખવાળ, જીવન પ્રાણ જાણ્યા હરિને. ટેક.
ટિંટોડિ કેરાં ઈંડાં ઉગારયાં, ઘનસ્યામ ઘંટ ધરિને. જીવન. ૧
બળંતાં રાખ્યાં બાળ બલાડી કેરાં, કેશવ કરૂણા કરીને. જીવન. ૨
ઝેર હતાં તે અમ્રત કિધાં, મીરાંપર મહેર કરિને. જીવન. ૩
સુધનવાની સારજ લીધી, શીતળ તેલ કરીને. જીવન. ૪
વ્રષ્ટિ થકી વ્રજ જનને ઉગાર્યા, કર ગીરીવરને ધરિને. જીવન. ૫
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, ઓધારો અપનો કરીને. જીવન. ૬

### પદ ૧.

મુને મારી કાંકરીઆં કાન, પાણીડાં મેં કેમ કરી જાઉ. એ રાગ.
માઈ માધુ મથુરાંમાં જાય, જુર જુરન રહું, માઇ માધુ. ટેક.
ટોળા વસોઇ જેમ મ્રગલી કહીએ, ફાળુ સાંધીને જીવ જાય. જુર. ૧
મણીહીન જેમ મણીધર કહીએ, ફણા પછાડી જીવ જાય. જુર. ૨
જળ વસોઈ જેમ માછલી તલખે, તરફડતાં જીવ જાય. જુર. ૩
દાસ નથુ કે ધન્ય નટવર નાગર, સામરો શેવે સુખ થાય. જુર. ૪

### પદ ૨.

વારૂં શ્રી વલભ રાય, મથુરાં હરી નવ્ય જાએ. ટેક.
પીયા તમશું પ્રીત બંધાણી, વેગળું કેમ રહેવાય. મથુરાં. ૧
અમે તમારેને અમારે તમોરે, તમથી વાલેરૂં નથી કાંય. મથુ. ૨
જીવન વીના સૌ જુઠડું દીસે, સુંદર દેખી સુખ થાય. મથુ. ૩
દાસ નથુ કહે ધંન નટવર નાગર, બળિયે ગ્રાહેલ બાંય. મથુ. ૪

### પદ–રાગ ધિરાનો.

બલહારી બંકારે, શોભા આજ સરસ બણિ;
રૂદે લેજ લાગીરે, રણછોડ રૂપ તણી. ટેક.
હસીત મુખ પ્રભુ હેત ભરેલું, હોસિલો હરે મન હીર,
કસ્તુરિ તીલક તે રાજે લલાટે, સુંદર શ્યામ શરીર,
ભાળિને ભ્રગુટીરે, તાકી રહું તમતો ભણિ. બલહારિ. ૧
મોરમુકુટને કલંગી કાજુ, શોભે ખેતલીયા કેશ,
કુંડળ લળકે ને કૌસ્તુભ ઝળકે, કાંતિ તે કોટિ દિનેશ;
અનંતને અનંગરે, ઝાંખા દેખી જાદવ મણી. બલહારિ. ૨
નેતિ નેતિ કહિ વેદ વખાણે, ભક્તવછળ ભગવાન,
ભવ બ્રહ્માદિ જેનો ભેદ ન જાણે, ગોકુળ કાવ્યા તમે કાન,
લાડતો લડાવ્યાંરે, વ્રજપર વાલપ્પ ઘણી. બલહારિ. ૩
કંસ તણુંતો નીકંદન કીધું, માતપીતાના છોડયા પાશ,
ઉગ્રસેનને રાજ તીલક આપ્યું, કીધો કૈં દુષ્ટનો નાશ;
અનેક ઓધાર્યારે, નથુ કહે અપના ગણી. બલહારિ. ૪

### ભ્રમર ગીત. પદ ૧.
### રાગ સોરઠી સામેરિ.

સખી હુંતો સપનામાં પરણી ગોપાળ. એ રાગ.

મુજ વિન્યા શું કરે સલુણા વ્રજ નારય, શું કરે સલુણા વ્રજ નારય. મુજ. ટેક.
કૃષ્ણ કહે ઓધા જાઓ તમે વેગે, ઉતરજો નંદને દુવાર. મુ૦ ૧

માતપિતાને પરણામ કરજો, કથજો આ મીથ્યા સંસાર. મુ૦ ૨
ગોપિરે જનને જ્ઞાન કરિને, સમજાવો સાર અસાર. મુ૦ ૩
નાથ નથુનો કહે જાઊ બલહારી, અલૌકિક પ્રીત્ય અપાર. મુ૦ ૪

### પદ ૨ જુ.

ઓધુ આવ્યા નંદ તણે દરબાર, નંદ તણે દરબાર, ઓધુ આવ્યા. ટેક.
નેહ ધરિ નંદ પુછે ઓધુને, કુશળછે શ્રી ગીરધાર. ઓધુ. ૧
અનુભવ જ્ઞાન કરીને સમજાવ્યા, મીથ્યા માતતાત પરિવાર. ઓ.૨
નંદ કહે તમે સત્ય કહ્યું પણ, સ્નેહ સદા દુખનો દેનાર. ઓ. ૩
દાસ નથુ કહે નંદ જસોદાએ, સમર્યા શ્રી દેવ મોરાર. ઓ. ૪

### પદ ૩ જું.

પ્રેમરસ આવી મળ્યો વ્રજમાંય, આવી મળ્યો વ્રજમાંય. ટેક.
ગુણતો સંભારેને ઝબકીને જાગે, શ્રી ગીરધર મુખ્ય ગાય. પ્રે. ૧
ગુણવંતી ગ્વાલણ રંગ ભરિ રાજે, રોમે રોમે રહ્યા વ્રજરાય. પ્રે. ૨
રસ તો વાધ્યો એને રસીઆની સાથે, રૂપમાંહિ રૂપ મીલાય. પ્રે. ૩
દાસ નથુ કહે પ્રેમરસ પ્યારો, સો સુખ ચિંતમાં સમાય. પ્રે. ૪

### પદ ૪.

ચાલો સખી નીરખવા નંદલાલ, નીરખવા નંદલાલ, ચાલો. ટેક.
પ્રેમ મગન સઉ ચાલીસહુ, જાણે જઇને મળીએ ગોપાળ. ચા. ૧
રસીયા વીનાનો રથડો નીહાળી, ધરણી ઢળિ તતકાળ. ચા. ૨
ઓધુ કહે હું દાસ હરિનો, લાલનો સંધેસો લાવનાર. ચા. ૩
દાસ નથુ કહે મધુકર દેખિ, ઓધુ શું ઓચરે આળ; ચા. ૪

### પદ ૫ મું.

જુવો સખી મધુકર પીંજર શ્યામ, મધુકર પીંજર શ્યામ. જુવો. ટેક.
ધુતારડે ધુત દુત પઠાયો, ઢુંઢતાં ગોકુળ ગામ; જુવોસખી. ૧
બોલછે મોટાને ઢંગછે ખોટા, સ્થિરતો દીસે નહી ઠામ; જુવો૦ ૨
ચતુરપણું દેખાડેછે સજની, મધુરૂં કરેરે મુખે ગાન; જુવો૦ ૩
દાસ નથુ ધન્ય નટવર નાગર, કૃશ્નસેં પડ્યું મારે કામ; જુવો૦ ૪

### પદ ૬ ઠું.

મધુકર કર રહ્યો મધુરૂં ગાન, કર રહ્યો મધુરૂં ગાન; મધુકર. ટેક.
અળગો તું રહેને દુત હરિના, વધેલાનાં કરતો વખાણ; મધુકર. ૧
આહીરીયા અમે ગો વ્રજવાસી, નથી કાંઈ કુબજા સમાન. મધુકર. ૨
માનેતિ કેરૂં જઇ માન વધારો, મધુપતિ આપશે માન; મધુકર. ૩
વિપ્ર નથુ કે વાંકે વચને કરીને, ઓધાને કરે સઉ સાન; મધુકર. ૪

### પદ ૭ મુ.

અલીયર અળગો રહી કરને ગુંજાર, અળગો રહી કરને ગુંજાર, અ. ટેક.
વારૂં હું તુજને તું વેગળો રહેનેરે, કહું છઉં વારમવાર, અલીયર. ૧
શોકડલી સંગે માળા રંગાણી, મુખપર લાલિ અપાર, અલીયર. ૨
તેને દેખીને મારી દેહી દાઝેછે, ઝાળઉઠે સુણી ઝણકાર, અલીયર. ૩
વિપ્ર નથુ કહે વિરેહણી વિનતા, ઓધુને કરે અનુસાર, અલીયર. ૪

### પદ ૮ મું.

આજ સખી મધુકર મોકલ્યો માહારાજ, મધુકર મોકલો માહારાજ. ટેક.
વાલમ સરખો વેશ ધર્યોછે, સુંદર દેખાડે એનો સાજ, આજ. ૧
શિશુધ લેવાને આવ્યો અલીયર, ઘણું કહે લાગે નહી લાજ, આજ. ૨
આઘો કહે પણ ઓરેરો આવે, કુટીલ સેવીનું નહી કાજ, આજ. ૩
દાસ નથુ કહે નફ્ટ દીસેછે, વારૂં સઉ કરમાં તું વાજ; આજ. ૪

### પદ ૯ મુ.

સખી ઓધુ સાધુજન શ્યામ સમાન, સાધુજન શ્યામ સમાન. ટેક.
હરિ સરખા હરિજનને જાણો, સિધિતો બતાવે એ સાન; સખી. ૧
પાતળીયાનો પ્રતીહાર દીસેછે, પ્રેમે કરોને પરણામ; સખી. ૨
ક્ષેમ કુશળ તમે પુછો પ્રભુનું, શું કરે કોડિલો હવે કાન; સખી. ૩
દાસ નથુ કહે ઓધુ ભલે પધાર્યા, વાલાતણા કરોને વખાણ; સખી. ૪

### પદ ૧૦ મું.

કોને વીરા ખાંતીલાના ક્ષેમકેરિ વાત, ખાંતીલાના ક્ષેમકેરિ વાત. ટેક.
મારારે સમ ઓધા સાચુ કહોને, શ્યામ સંભારે વ્રજ સાથ; કોને. ૧

કાનુડે જઇ કુડું કામજ કિધું, દાશિશું રિજ્યા જદુનાથ; કોને. ૨
વાસ વીચાર્યો વાલે સાથ વીચાર્યો, વીચાર્યા માતને તાત; કોને. ૩
દાસ **નથુ** કહે ધન્ય નટવર નાગર, ઘડીપલ જુગસમ જાત; કોને. ૪

**ઓધવજી—** **પદ ૧૧ મું.**

ગ્વાલણ્ય ઉરધરે અનુભવ જ્ઞાન, ઉરધરે અનુભવ જ્ઞાન. ટેક.
અળગો નથી એતો અંતરજામિ, અનંગ મોટું અજ્ઞાન; ગ્વાલ. ૧
શુચિપણે નીજ ધર્મ સંભારો, ત્રિપુટિયે ધરિયેરે ધ્યાન; ગ્વાલ. ૨
કાળ કરાળ તે ડરી તીયાં રહેશે, એકાંને રહે મુન્ય વાણ્ય; ગ્વાલ. ૩
દાસ **નથુ**નો દેવ દયાળું, આદ્ય એતો પદ નીરવાણ; ગ્વાલ. ૪

**ગોપીયું—** **પદ ૧૨ મું.**

ઓધુ સોંપો શોકને એ પદ નીરવાણ, શોકને એ પદ નીરવાણ. ટેક.
આપઘા ઓલાય મારા અંગડા કેરિ, જોગપેરી ધરે મુન્યવાણ્ય; ઓ.
છેલ છબીલો શ્યામ તજીને, જતિ પણે મોટું છે જયાન. ઓધુ. ૨
હું અબળાને પ્રભુ આશ ઘણેરિ, સ્યામ મારો ચતુરસુજાણ. ઓધુ. ૩
સ્વામિ નથુને ઓધુ શુંરે કહ્યુંછે, ગમે નહી ગુપત જ્ઞાન. ઓધુ. ૪

**પદ ૧૩ મું.**

ઓધુ કહે ઘડી ન વિચારે ઘનશ્યામ, ઘડી ન વીચારે ઘનશ્યામ. ટેક
એકાંતે તેડીને કહ્યું અલબેલે, વ્રજ સમો નહી વિશરામ. ઓધુ. ૧
છેટે ન જાણો તમે નાસ્ય સલુણાં, વ્રજમાં વસું હું આઠેજામ. ઓધુ. ૨
સરવે સકામી વરતે સંસારી, વ્રજવાસી ભજે નિષકામ, ઓધુ. ૩
દાસ **નથુ** કહે ધન્ય નટવર નાગર, પ્રેમદાયે કર્યો પરણામ; ઓધુ. ૪

**પદ ૧૪ મું.**

ઓધુ એવાં વાલપે વધાર્સ્યાં વાલે વેર, વાલપે વધાર્સ્યાં વાલેવેર. ટેક.
મીઠડાં બોલિ માવે મોહ પમાડયાં, કરવાને લીલારેલેર, ઓધુએ. ૧
અમર પાઇ વાલે અમને ઉછેરયાં, માર્સ્યાં પાઈ વીજોગી ઝેર. ઓ. ૨
કાચ કુંદનનો વેરો વીચારો, કુબજાએ કીધોછે કેર. ઓ. ૩
દાસ **નથુ** કહે ધંન્ય નટવર નાગર, અમપર કરો માવા મેહેર; ઓ. ૪

## પદ ૧૫ મું.

જુઓ વીરા છેલ રમે કુબજાને સંગે, છેલ રમે કુબજાને સંગે. ટેક.
મરકલડે મોટા મુનીવર મોહ્યા, મોહ્યો વ્રજવનીતાનો સંગ. જુ૦ ૧
શિવસનકાદિક ઓર બ્રહ્માદિક, ભજે ઉર આણી ઉમંગ. જુ૦ ૨
રમા રહી રૂપે એતો પદરજ પ્રિછે, તુળસિ શું પ્રેમત રંગ. જુ૦ ૩
દાસ નથુ કહે ધંન્ય નટવર નાગર, બરદ સંભાળોને શ્રીરંગ. જુ૦૪

## પદ ૧૬ મું.

છળ કરિ છેતરીએ નહી છેલ, છેતરીએ નહી છેલ, ટેક.
પેલિને પ્રિત્યે મુને પરવશ કીધિ, કોઈનાં ન માન્યાં મેં કેણ. છ. ૧
બિજલીયે મુને નખ શિખ વિંધિ, ભમર કટારિ એનાં નેણ. છ. ૨
ત્રિજલીએ અમે સરવસ તજીયાં, વનમાં તેડયાં વાઈ વેણ્ય. છ. ૩
ચોથિ હું ચાર પદારથ ચુકિ, સ્વામિતો નથુનો સુખ દેણ. છ. ૪

## પદ ૧૭ મું.

દુખિયાંને દમીયે નહિરે દયાળ, દમીયે નહિરે દયાળ; દુખીયાં. ટેક.
અવગુણ સામુ નવ જોઈએ અલબેલા, ગુણવંતા છોજી ગોપાળ.દુ. ૧
એકવાર આવો તમે છેલ છોગાળા, મળવાને મોહનલાલ. દુ૦ ૨
શ્રીજમુના ત્રટ કેમ વીચારો, વીચારાં ગોપિ ગોવાળ. દુ૦ ૩
દાસ નથુ કહે ધંન્ય નટવર નાગર, પ્રણુત જન પ્રતિપાળ. દુ૦ ૪

## પદ ૧૮ મું.

ઓધા એનો કોણતો કરે અતબાર, કોણતો કરે અતબાર. ટેક.
ગણીકા નિરધન નરને તજીને, નવો નવો ન્યાળે નીરધાર. ઓધા. ૧
ફળહિણ વ્રક્ષને ખેચર છંડે, ભુજંગ મતનનો મંજાર. ઓધા. ૨
વનતો દહે તારે કોરંગ છંડે, જતિને છે આહાર વેવાર, ઓધા. ૩
નાથ નથુને ઓધા મેલ્યા નોધારા, તજ્યે લાજ લાગિ નહી લગાર.ઓ.૪

## પદ ૧૯ મુ.

ગોવિંદના ગુણતો ગણ્યા નવ જાય, ગુણતો ગણ્યા નવ જાય. ટેક.
વેણ વગાડી વાલે વનમાં તેડ્યાં, લાડ લડાવ્યાં જદુરાય. ગો. ૧

વ્રજ નાશ કરવાને કોપ્યો પુરંદર, ઉગાર્યા ગ્રહી ગિરીરાય. ગો. ૨
વ્યાળવ્યોમ અઘબગ અરિષ્ટને નિષ્ટુર,કષ્ટતો નિવાર્યા વ્રજરાય. ગો. ૩
**નથુરામ** કહે ધંન્ય નટવર નાગર, બળિયાની ગ્રહી મેં બાંય. ગો. ૪

## પદ ૨૦ મું.

પ્રેમરસ રેલ્યો શ્રી વ્રજમોજાર, રેલ્યો શ્રી વ્રજમોજાર. ટેક.
સુરિનર મુનીજન કોયે ન જાણ્યો, માણે તેતો વ્રજડાની નાર. પ્રેમ. ૧
ઓધુયે રસ રિલ અનહદ ન્યાળી,મટ્યો નીજ માન અહંકાર. પ્રેમ. ૨
શિખતો માગીને ઓધુ શ્યામને કહેછે,અતી એનો રયો કહું આકાર.પ્રેમ.૩
દાસ **નથુ** કહે ધન્ય નટવર નાગર,અલબેલો નોધારાં ઓધાર. પ્રેમ. ૪

## રાગ મારૂ.

ઓધાજી અમે વીઠલવરને વર્યાં, ટેક.
ધન્ય ઘડી આજ દીવસ દીવાળી, સરવે તે કાજ સર્યાંરે. ઓધા. ૧
બાજી બંસુયાં સુણી સાંચરિયા, મળ્યાં જઈ વનમોજાર;
અમે આહિરિયાં પ્રેમનાં ભરિયાં, વરિયાં શ્રી દેવમોરાર. ઓધા. ૨
ઊમંગ આણી અંતરની જાણી, માણી મુને આણિને મેહેર;
અંગો અંગ્ય લીધિ પાન બીડી દિધિ, કિધિ કાને લીલાલેહેર. ઓધા. ૩
હેતેથિ હસાવેને રસ તો રસાવે, માવો મચાવે પ્રેમ પ્રૌઢ;
વાલાએ વસીયોને મનમથ નશીયો, રશીયો તે રંગડાનો લોઢરે. ઓ. ૪
હરિવર પામી નવ્ય રહી ખામી, જામનિ કિધિ ખટ માસ;
**નથુરામ** સ્વામિ બહુ ગુણું નામી,ઓધા એતો વસે મારી પાસ. ઓ. ૫

## પદ. ૨ જું.

ઓધાજી અમે આહીરીયાંરે અજાણ, ટેક.
હરિ અમારાને અમે હરિનાં, પ્રેમ તણું પરમાણુરે. ઓધાજી. ૧
હરિનો હારદ કોઇને હાથ્ય ન આવે, વદે એમ વેદ પૂરાણ;
કરે ચતુરાયું બહુ સુકૃત સાધે, પૂજે કંઈ કરે કંઈ વખાણરે. ઓધા. ૨
કુશકાને ખાંડે કાંઇ કણ તો ન લાધે, મનને ન આવેરે માણ;
પ્રેમ વીનાનું નીમતે લુખું, જાણે કોઇ જાણ સુજાણરે. ઓધાજી. ૩

રસ છે રંગીલો રેલ્યો શ્રી વ્રજમાં, મોજે વહે મેહેરાણ;
પ્રેમ તણું ઓધા પાત્ર કરિને, પીયો લીલા અમ્રત્ય પાનરે. ઓધાજી. ૪
ધન્ય વ્રંદાવન ધન્ય વ્રજ વિનતા, પ્યારા છે જીવન પ્રાણ;
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, પ્રેમસુખ પદ નીરવાણરે. ઓ. ૫

## લાવણી. ૧

વેર ન કરોરે સ્વામિ વેર ન કરો,
રામચંદ્ર સ્વામી સાથે વેર ન કરો. તે રાગ.

કેજો જઇ કાનાને અન્યાય કયાં કરો,
એટલિ અરજ ઓધુ ચીતમાં ધરો. ૧
દિલાસા દઈને આવો મથુરાં ગયો,
નાથજી ઓધાજી કેમ નમેરિ થયો. ૨
નાજુક નારી નાનકી હું જીવી શું કરૂં,
જરે અંગ માયરૂં હું જુરીને મરૂં. ૩
જોબન કેરિ જાળ હવે કેમ જાળવું,
દિલડા કેરૂં દુખ મારે કેમ ટાળવું. ૪
પિયુ પિયુ રટીને અમે રોઇને રયે,
મનડા કેરી વાત અમે કયાં જઈ કયે. ૫
પ્રિતડી લગાડી પ્રભુ નવ્ય પીડીયે,
ભુજાયે ગ્રહિને રૂદીયામાં ભીડીયે. ૬
હશિને બોલાવો હરી હેતથી તમો,
અંગ સંગ રંગ સુખ માણીયે અમો. ૭
**નથુરામ** ટેક એક નામની ધરૂં,
કયું કામ કાજ હુંતો કાનનું કરૂં. ૮

## બીજી.

કાનુડા બીનાનું ઓધા કેમ હું કરૂં,
નવલ જોબન જોઇને હુંતો દીલમાં ડરૂં. ૧
મોહમાં ડારી ગયો મથુરાં નમેરિ થયો,
કંસની દાશી કુબજા સંગે લોભાઈ રહ્યો. ૨

મોરલી વગાડી મન લીધાં છે હરી,
પ્રિતડી લગાડી મુને ઘેલડી કરી. ૩
સનેહે કરિને મારાં ચિંતડાં હર્‍યાં,
અધવચ મેલિ કાજ કાંઈ ના સર્‍યાં. ૪
કુવામાં ઉતારી વરત નવ્ય કાપીયે,
ડાધ તો લગાડી દુખ નવ્ય આપીયે. ૫
ખોટય તો લગાડી ખાવન નવ્ય ખુંટીયે,
રખવાળા થઈને પ્રભુ નવ્ય લુંટીયે. ૬
મરતાનેં મોહન એમ નવ્ય મારીયે,
બળતા ઉપર લુણ પ્રભુ નવ્ય ડારીયે. ૭
છેતરિ સુજાણ એમ નવ્ય છોડીયે,
તાણીને ત્રીકમ પ્રીત્ય નવ્ય ત્રોડિયે. ૮
દુર તો વસિને મારી દેહીને દમે,
**નથુરામ** મન મારૂં નાથશું રમે. ૯

## ત્રીજી.

જુગત્યે જીવન સંગ્ય રાસ્યમાં રમ્યા,
ભાવતાં ભોજન ભેળાં બેશિને જમ્યા. ૧
ગર્જુડો ગોવીંદ કર્તો ગુંજ ગોઠડી,
મીઠડાં બોલીને કરે વાત જુઠડી. ૨
અણ તેડ્યો કાન મારે ઘેર આવતો,
વણુને બોલાવે તે આવી બોલાવતો. ૩
કરૂં હું ઘરકામ કાન દેણુ જાણતો,
સવારે ઉઠીને મારી છાશ તાણતો. ૪
મહિડાં પિ મોહન મન્ય નવ્ય રિજતો,
કરિ બંજવાડ કાન સામું ખિજતો. ૫
રોકિ બંસિવટ વાલો વાટ પાડતો,
જોર તો કરિને ઝગડો લગાડતો. ૬
નીમક નહી ન્યારો મારો સામરો સગો,

મેલિને નોધારી ઓધા દઇ ગયો દગો. ૭
પતિત પાવન પ્રભુ તમે બર્દ પાળજ્યે,
**નથુરામ** નાથ મારૂં દુખ ટાળજો. ૮

## ચોથી.

ક્યાં ઝંપાવું ઝાળ કાન વેગળો વસે,
નજરે ભાળું નાથને તો મામલો મચે. ૧
દર્દની ભેળાણી હુંતો દાઝની ભરી,
મોહને બાણે મારી ઓધા શુધ્ય વીસરી. ૨
આળ તો ચડાવી હરીયે હળવી કરી,
પીયર ને સાસરીયે હુંતો ક્યાંઇ ના ઠરી. ૩
ઊંચો રહ્યો આભ નીચી ધરતી કહું,
નારી હુંતો ધારી દુખ કેટલાં સહું. ૪
વ્રજ કેરાં વાસી નફ્ટ નાસ્ય સઉ કહે,
ધખે હઇડે હોળી દેહ કેમ તે સહે. ૫
ફાંસિમાં નાખીને છેલ છેતરી ગયો,
કરૂપ નારી કુબજા સાથે રિઝીને રહ્યો. ૬
શોકડલીનું સાલ કોને કેમ ટાળિયે,
શ્યાંમ સુંદર મુખ હવે કેમ ભાળિયે. ૭
દયા તો કરિને દિનોનાથ આવીયા,
**નથુરામ**નો નાથ મારે મન્ય ભાવીયા. ૮
અરજ સુણી ગાઇ રદે રાજી જે થશે,
હરિભગ્ત સોઇ શ્યામ ચરણે જશે. ૯

## જીલણીયું ૧ લું.

કોઇ કન્યા નહી આપે કુંવરને, કોઇ કન્યા નહીઆપે. તે રાગ.
તાણીને પ્રિતડી ન ત્રોડો, વિહારીલાલ, તાણીને પ્રિતડી ન ત્રોડો. ટેક.
કામણગારી તારી ભમરકટારી, કુણાં કાળજ કાં કોરો. વીહારી. ૧
નેણકમાન બાણ સાંધીને નમેરી, છાતીમાં તીર કાં છોડો. વીહારી. ૨

છળ દગે મુંને છેતરી કરીને, માણીને કાં મચકોડો. વીહારી. ૩
**નથુરામ** કહે ધન્ય નટવરનાગર, અળવે તે અંગ કાં મોડો. વીહારી. ૪

પદ ૨ જું.

શ્યામવિના દાઝે છાતડિ, ઓધાજી મારી, શ્યામવિના દાઝે છાતડી. ટેક.
દરદે ભેળાણી હું ડગમગ ડોલું, કેની આગળ કહું વાતડી. ઓ. ૧
સેજે સુતાં મુને નિંદ્રા ન આવે, પીઉ રટીને કાઢું રાતડી. ઓ. ૨
વાલાં હતાં તેને વેરી કર્યાછે, તજી કુટંબને જાતડી. ઓ. ૩
નસ્યાં મરૂં હત્યા આપું હરીને, જીવું વાલાની જોઇ વાટડી. ઓ. ૪
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, નાથ મળ્યા થઇ નીરાંતડી. ઓ. ૫

પદ ૩ જું.

પરદેશી સાથે પ્રીતડી, બંધાણી મારે, પરદેશી સાથે પ્રિતડી. ટેક.
મુખડા ફેરી મુને માયાતો લગાડી, મરમ ભરેલી એની મિંટડિ. બં૦ ૧
કામને કાજ મુને કાંઈ ન સુજે, ચુકી સંસારિયાની રીતડી. બં૦ ૨
મનનો માન્યો મારે મોલે પધારે, પામું જગતમાં જીતડી. બં૦ ૩
**નથુરામ** કહે ધંન્ય નટવર નાગર, ભુદર ભેટે જાય ભીતડી. બં૦ ૪

પદ ૪ થું.

લુંબતાંને જુંબતાં રંગમાં, ઓધાજી અમે લુંબતાંને જુબતાં રંગમાં. ટેક.
હું છઉ નાનકડીને નાથ નાનડીયો, ખેલતાં તે સરખા ખેલમાં. ઓ. ૧
કંસની દાસીયે હરી વશ કીધા, ધુળ પડી એના ઢંગમાં. ઓ. ૨
મોહન માટે મેં જોબન જાળવ્યું, આગ્ય લગાડી ગયો અંગમાં. ઓ. ૩
નથુનો નાથ મારે મંદીર પધાર્યા, ઘેલિ તે પ્રેમ તરંગમાં. ઓ. ૪

પદ ૧.

જીરે મારા સુખીયા વાલમ આવો. એરાગ
જીરે વ્રજવાસીરે વેલા પધારો,
દિલ રિજ્યારે દુખ નીવારો. ટેક.
વાલાજીરે તમે ગયાછો મથુરાં મુને મેલી,
રાંક અબળા હું આશ ભરેલી. જીરે૦ ૧

વાલાજીરે મારે હૈડે તે હોળી ધખેછે,
રોમે રોમે વેરી વીંછી ડસેછે. જીરે૦ ૨
વાલાજીરે દરદણ્ય હું દુખડે ડોલું,
બાળકૃષ્ણ હરિ મુખડેથી બોલું. જીરે૦ ૩
વાલાજીરે દાશી જાણી આજ દરશન દિધાં,
**નથુરામ**નાં કારજ સિધ્યાં. જીરે૦ ૪

**પદ ૨ જું.**

વાલાજીરે ગીરધારીરે ગોકુળ આવો,
રંગભીનારે લાડ લડાવો. ટેક.
વાલાજીરે અમે એકલડાં કેમ કરી રહીએ,
દિલડાંરે કીયાં જઇને દૈએ. જીરે૦ ૧
વાલાજીરે મુને મેલીને ગયાછો નોધારી,
દીસો નમેરિ દેવ મોરારી. જીરે૦ ૨
વાલાજીરે મુને પેટડીઆમાં પડે બહુ ફડકા,
દિલ ભીંતરતો બળેછે ભડકા. જીરે૦ ૩
વાલાજીરે **નથુરામ**નો શામ મુને મળીયા,
દાશી જાણીને બોલડે પળીયા. જીરે૦ ૪

**રાગ સોરઠ.**

ઓધુ એસો તુંમ કયો હરીને જાય હો જાય ઓધુ. તેરાગ.
ઓધુ કેસો છળ કીનો દિનો, જોગ હો જોગ ઓધુ કેસો. ટેક.
દિનમીનહે જળબિન જેસેં, અપનો જીવન જાનો એસેં;
અંગ સંગ રંગ સુખ દાશીકું, વિવિધ ભાંતીરસ ભોગ,હોભોગ. ઓ૦
મનમથ મત્ત ઔરે મન મેરો, લગ્યો દર્દ દિલ દુખ ધનેરો;
જડી બુટી કછુ કામ ન આવત, ટરત નહી તન રોગ, હોરોગ. ઓ૦
નેહ છેહ દઈ બસતહે ન્યારો, કરત બાત તન જરત હમારો;
જોગનમે ભોગન પટરાની, દેખો દૈવ સંજોગ, હો સંજોગ. ઓ૦
અવધે આઇ થાઢો અબ દીઠો, લાલ અધર રસ લાગત મીઠો;
દાસ **નથુરામ** તુહારી દરશસેં, ટરગીઓ તનમન રોગ, હો રોગ. ઓ૦

**પદ. ૨**

સામરો મુને પ્યારો બંકા નેનુ વારોરે, સામરીયો મુને પ્યારો. એરાગ.
સામરે છલ કીનો લોભી રંગ ભીનોરે, સામરીયે છલ કીનો; ટેક.
વાલપ્ય કેરાં ઓધુ વેર વધારીરે,ચુનચુન ચિંત ચોર લીનોરે. સામ. ૧
બિન ખપતો કાજ કીનો ઇનુને, કંથ કાવ્યો કાન કુબરીનોરે. સામ. ૨
જાફર ફીની દાશી પટરાની, મોઇ દરદણ્યને જોગ દીનોરે. સામ. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, ઊલટે પુલટ સુખ લીનોરે. સા. ૪

**પદ. ૨ જુ.**

નીદ્રા મોઈ નાવે લોભિ મન ધાતેરે, નીદરીયાં મોઇ નાવે; ટેક.
વિજોગી વીહાણી પલ કલ્પ હજારીરે, ચટેપટ ચિત દુખ પાવેરે. ની.૧
ચુનચુન કલીયાં મેં સેજ બીછાવુંરે, શ્યામ બીન સુળી સમ કાવેરે. ની.૨
કારીકારી કુબરીયે અતી કેર કીનો, લટકાળા લાલને લોભાવેરે. ની.૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, પ્રેમીજન માહા સુખ પાવેરે. ની.૪

**પદ. ૩ જુ.**

સામરા શ્યામ મોરા આવો છેલ ઓરોરે, સામરીયા શ્યામ મોરા. ટેક.
દ્રિગન ઠરે દીલ દરદ મીટેવા, લટકતા મેલી ફુલ તોરારે. સામરી. ૧
ચંદ્ર કિરણુ ખિલિ સબ કલીયાં, ધાયલ બીન રેન ઘોરારે. સામરી. ૨
તલખુ ઘણી તન રહ્યું તમ પાસે, જેસે તે મેઘને મોરારે. સામરી. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, મળવાને મન કરે હોરારે સામ. ૪

**પદ. ૪ થુ.**

સામરા બંસીવારા કાન કારા પ્યારારે, સામરીયા બંસીવારા; ટક.
બંસી બજાઇ બહુ મોહ બઢાયારે, હરી લીયા પ્રાણુ હમારારે. સામ. ૧
વંદારેવનકી કુંજગલનમેરે, વિધ વિધ કીયા હે વીહારીરે. સામરીયા. ૨
મનમથ માન મ્રડયો મન મોહન, જુગતીને જાનનહારારે. સામરી. ૩
**નથુરામ** કહે ધન નટવર નાગર, જીવન પ્રાન હમારારે. સામરીયા. ૪

**પદ. ૧ રાગ. ખ્યાલ.**

મેઘ વરન કમળ નયન બંસરી બજાઇ. એરાગ.

દિલકો જાન દુર વસે વે દર્દસે દિવાની. ટેક.
મથુરાંમે જાકર કીની દાસી પટરાની, તાકે કારન તમ તન;
અંતર અકુલાની, દિલકોજાન દુરવસે. ૧
ધુર્ત રીત્ય તુર્ત કીની, છોડ ગીયો છેલાની;
પ્રીત્ય રીત્ય બની વાસે, કયા કહું બખાની. દિલકો. ૨
રોગ વિજોગે જુરી મરૂં યે, વ્યાધિસેં વિલખાનિ;
દોખે દઊગી કુબરીકું, મેરો શ્યામ સુખ ખાની. દિલકો. ૩
પ્રાન દાન દીઓ અબ, જન્મ દાસી જાની;
નથુકો નાથ દીન દયાળ, પ્રેમકો પીછાની. દિલકો. ૪

## પદ. ૨ જુ.

જુલમ કીયા જોબને, મેરી કેસરવરણી કાયા; ટેક.
નાજુક નારી નામકી જોરે, જીવને જાદુ ચલાયા;
મોહમેં દારી ગયો મથુરાં, લગાડી મુખ માયા. જુલમ. ૧
કંથ વીના મેરાં કાળજ્ય કંપે, કોટી કંટાર હુલાયા;
અંગમેં વ્યાપિ વેદના જયું, ઇંધન આગ્ય જલાયા. જુલમ. ૨
નમેરી હે નાથ હમારો, દીલ દયા ન લાયા;
નવલ નાર્યસેં નેહ કીનો, સબ પટંતર પાયા. જુલમ. ૩
જુરૂં વિજોગણ્ય નાર્ય ઝરૂખે, દુખે દીન ગુમાયા;
રજની પીઉ રટત જાત, જયું વીંછો ડસાયા. જુલમકી. ૪
રશીયાસેં રંગે રમું મેં, રૂઠડાકું મનાયા;
નથુરામ ભયે ન્યાલ, પ્રેમે સુખપાયા. જુલમકી. ૫

## રાગ ખંભાતી—પદ ૧ લું.

રૂશિ પ્રત્યે રાજા જનકે કહ્યો. એ રાગ.
લલાટે લખેલ લેખ ટાળ્યા નહી ટળે. ટેક.
સુખ દુખ હાણ્ય વ્રધી, લાભ જય કહેરે,
વનવેલિ ફળ ફુલ રતુયે ફળે. લલાટે. ૧
પૂર્વ સંચિત સૌને સેજે ફળેછેરે;

રામચંદ્ર સ્વામી વન વાટે વળે. લલાટે. ૨
અનેક ઉપાયે કરી અન્ય નવ થાયેરે,
સંચિત કેડે ક્રિયમાણ મળે. લલાટે. ૩
બાળિબિજ બોયે આશ ઉગ્યાની ટળેછેરે,
**નથુરામ** ઘટાકાશ મઠમાં મળે લલાટે. ૪

## રાગ ખંભાતી. ૧

માહારાજાકું નીકી પચરંગી પાઘરે. એ રાગ.
માહારાજાકું મેહેર્ય ના આવે, મન કરે કોડરે. ટેક.
કાન કોડિલો મારૂં મન કોડિલુંરે,
દલડાને ઘણો ઘણો દોડરે. માહારાજાકું. ૧
છાનું હતું તેતો છતું થયુંછેરે,
વાવ્યો વાલે છળકેરો છોડરે. માહારાજાકું. ૨
કાળિરે કુબજાને લાલ રંગીલોરે,
જોવો ઓધા બની ભલી જોડરે. માહારાજાકું. ૩
સ્વામી **નથુનો** બહુ ગુણ નામીરે,
ચરણમાં રાખો રણછોડરે. માહારાજાકું. ૪

## પદ ૨ જું.

જાણોને પોતાની માણો, મદનગોપાળરે. ટેક.
મિઠારે બોલા મારે મંદીર પધારોરે,
રશીયાજી રંગ રસાળરે. જાણોને. ૧
દાશીરે જાણીને દરદ નીવારોરે,
દયા કરી દીન દયાળરે. જાણોને, ૨
સેવારે મનક્રમ વચને હું સાધુંરે,
તન પીડા મટે તતકાળરે. જાણોને. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગરરે,
રંગભીના રાંકુના રીજાળરે. જાણોને. ૪

## પદ ૩ જું.

દિનબંધુ દયાસિંધુ દીયોને દેદારરે. ટેક.

ટેક તમારી મેં જાણી ત્રીકમરે,
અધમ ઓધારણ હારરે. દિનબધુ. ૧
આશારે પુરો પ્રભુ અંતર કરીરે,
અવગુણ મુજમાં અપારરે, દિનબંધુ. ૨
જ્ઞાનરે ધ્યાન જપ જોગ ન જાણુંરે,
નવ જાણું વીવેક વીચારરે. દિનબંધુ. ૩
રટુરે દિન રેણુ નામ નારાયણરે,
ગુણનામી નંદકુમારરે. દિનબંધુ. ૪
**નથુરામ** કહે ધન્ય નટવર નાગરરે,
અલબેલા નોધારા ઓધારરે. દિનબંધુ. ૫

## પદ ૪ થું.

માહારાજા આપો મુજને, દયા કરી દાનરે. ટેક.
પ્રેમરે ભક્તિ સદા સતસંગત્યરે,
ગીરા કરે ગીરધર ગાનરે. માહારાજા. ૧
નેણેરે નીત્ય હું નટવર નીરખુંરે,
મન ધરે મોહન ધ્યાનરે. માહારાજા. ૨
ભરતખંડ ભુતળમાં ભક્તિરે,
પ્રેમે કરૂં લીલારસ પાનરે. માહારાજા. ૩
**નથુરામ** કહે ધન્ય નટવર નાગરરે,
પ્યારા પ્રભુ જીવન પ્રાણરે. માહારાજા. ૪

## રાગ સામેરી.

કષ્ટને નીવારણરે, ક્રશ્ન ક્રિપા નીધિરે,
નીજ જન ઓધારણ જદુનાથ. ટેક.
દાવાનળ પિધોરે પ્રભુ તમે દયા કરીરે,
સ્નેહ ધરી ઉગારો વ્રજ સાથ. કષ્ટને૦ ૧
નંદને છોડાવ્યારે નંદના પાશથીરે,
વ્યોમને વડારો વનમોજાર.

ટચલી આંગળીયેરે ગોવરધન ધર્યોરે,
ઉગારીયા ગૌધેન ગોપિ ગોવાળ. કષ્ટને૦ ૨
કાળીનાગ નાથ્યોરે જનને જીવાડીયાંરે,
એવા તમે અનેક કર્યા ઉપકાર;
અબળાની ટળીરે અંતરની આપધારે,
અલબેલા સુખડાં આપ્યાં અપાર. કષ્ટને૦ ૩
વારમને વારરે કરૂ વાલા વિનતિરે,
બળવંતા બાનાની બલહાર;
દાસ નથુનારે, દેવ દયાળછોરે,
કરૂણા નીધાન શ્રી કૃષ્ણ મોમાર. કષ્ટ૦ ૪

## પદ ૨ જુ.

કૃશ્ન કૃશ્ન કે'તાંરે કાજ સરવે સરેરે,
સમરતાં સાર લીએ તતકાળ;
પંચાળિ પોકારિરે કૈરવ કોપથિરે,
લજ્યાતો નિવારી શ્રી ગીરધરલાલ. કૃશ્ન૦ ૧
અશ્વત્થામા કોપ્યોરે ઉતરાયે અનુભવ્યારે,
ચક્ર ગ્રહી ઉગાર્યો પરીક્ષીત તન;
સાંદિપ ગુરૂનાંરે કારજ સારીયાંરે,
સખા ભાવે સુખ પામ્યા અરજુન. કૃશ્ન૦ ૨
સુધન્વાયે સમસ્યારે સુંદર શ્યામનેરે,
તેલ કડા શિતળ કરિ તતખેવ;
સુદામાની ભાવટચરે ભાંગી તમે ભુદરારે,
ગ્રહી ચક્ર પલ રાખિ ગાંગેવ. કૃશ્ન૦ ૩
પતિતના પાવનરે પુરૂષોત્તમ પ્રભુરે,
નટવર નાઠા તણા વિશ્રામ;
નાથ નથુનારે દેવ દયા નિધિરે,
સદા તમે સંત તણા સુખ ધામ. કૃશ્ન૦ ૪

### પદ ૩ જુ.

નોધારાં ઓધારણુરે નટવર નંદનારે,
અબળાના બળ તમે બળવંત;
એકલના બેલીરે અનાથના નાથછોરે,
ભાગ્યા તણા ભેરૂ સદા ભગવંત. નોધારાં૦ ૧
અંતરને દેખિરે અજામિલ ઓચર્યોરે,
નારાયણ પુત્ર હેત પુકાર;
અઘના અંબારરે ક્ષણમાં ઓધારીયોરે,
અભિ નવિ કિરતિ પામ્યો અપાર. નોધારાં૦ ૨
ગજને કારણીયેરે ગરૂડ વિચારીયોરે,
શામ તમેં સોપેં કીધિ સંભાળ;
કાળ કેરિ જાળથિરે ગ્રગને મેલાવીયોરે,
પ્રભુ તમે પામરના પ્રતીપાળ. નોધારાં૦ ૩
અધમને જાતિરે ગણીકાયે અનુભવ્યારે,
શુક સ્નેહે અધર નામ ઉચ્ચાર;
અઢળક ઢળીયારે અવગણ નવ ગણ્યારે,
મટાડયોછે જન્મ મરણ વ્યવહાર. નોધારાં૦ ૪
અનેક ઓધાર્યારે અભેપદ પામીયારે,
ગુણ નામી ગરીબ નવાજણ હાર;
મન ક્રમ વચનેરે દાસ નથુ વિનવેરે,
બળવંતા બાનાનિ બલહાર. નોધારાં૦ ૫

### પદ ૪.

ચરણ વત્સળરે સદા તમે શ્રી હરિરે,
વાલિડા હું વિનવું વારમ વાર;
કરૂણા નીધાનરે ક્રશ્નજી કાજ કરારે,
શ્યામ હરિ કરજો સેવકની સાર. ચરણ૦ ૧
કઠણને ચોટરે શીરપર કાળનીરે,

નથી કાંઇ પલ ઘડીનું પરમાણ;
અશ્વારિ કરજોરે ગરૂડની ઉપરેરે,
બળવંતા ગ્રહિ સારંગ બાણ. ચરણ૦ ૨
જીભડલી જલાયરે ઝાળે મારિ જદુપતીરે,
વેલા આવો મોરલીધર માહારાજ;
કંઠડો ઘુંટાયરે ઝાળે મારો કાનજીરે,
ઉગારજો ઓધારણ ગજ રાજ. ચરણ૦ ૩
ઇંદ્રિયું વિંપરાયરે શિંથળ થાય નાડીયુંરે,
નખ શિખ કોટિ વિંછિની ઝાળ;
રોમે રોમે રે'જોરે રાય રણછોડજીરે,
દયા કરિ દિન ઉપરરે દયાળ. ચરણ૦ ૪
વ્યાકુળ થઇનેરે લાગું જ્યારે કંપવારે,
રે'જો નિજપાદ પંકજનું ધ્યાન;
નટવર છબિરે નેહે કરિ ન્યાળતાંરે,
દાસ **નથુ** જાશે પદ નીર્વાણ. ચરણ૦ ૫

## દોહા.

મેઘ વરણ મંગળ કરણ, દુખ હરણ દિનેશ;
પ્રણત તરણ તારણ ચરણ, હર્ખિં વંદુ હમેશ. ૧
શુભ વદન ગુણ સદન સદા, પાહિ મદન ગોપાળ;
પરમ પિત પટ ધરણ પ્રભુ, નમન કરૂં નંદલાલ. ૨

## સાખી.

પુરૂષોત્તમ તમ પાસ, કાલો ઘેલો કરગરૂં;
ગુણ ગાયાની આશ, કેશવજી કરૂણા કરો. ૧

## રાગ ધીરાનો—પદ. ૧

બલહારી બંકારે, શોભા આજ શરસ બણી;
રૂદે લેજ લાગીરે, રણછોડ તેજ તણી; ટેક.
હસીત મુખ પ્રભુ હેત ભરેલું, હોંસીલો હરે મન હીર,

કસ્તુરિ તીલક તે રાજે લલાટે, સુંદર શ્યામ શરીર;
ભાળીને ભ્રગુટિરે, તાકી રહુ તમ તો ભણી. બલહારી. ૧
મોરમુગટને કલગી કાજુ, શોભે ખેતલીયા કેશ,
કુંડળ લળકે ને કૌસ્તુભ ઝળકે, કાંતિ તે કોટિ દિનેશ;
અનંતને અનંગરે, ઝાંખા દેખી જાદવ મણિ. બલહારી. ૨
નેતિનેતિ કહિ વેદ વખાણે, ભક્ત વત્સળ ભગવાન,
ભવ બ્રહ્માદી જેનો ભેદ ન જાણે, ગોકળ્ય કાવ્યા તમે કાન;
લાડ તો લડાવ્યાંરે, વ્રજ પર્ય વાલપ્ય ઘણાં. બલહારી. ૩
કંસ તણુતો નીકંદન કીધું, વશ્યા જઈ બેટમાં વાસ,
ઊગ્રસેનને રાજ તીલક આપ્યું, કિધો કૈ દુષ્ટનો નાશ;
અનેક ઓધાર્યારે, નથુ કહે અપના ગણી. બલહારી. ૪

## પદ. ૨ જું.

બેટ વાળા બાપારે, આશા પુરો અંતર તણી;
કરો સુખ શાતારે, જુવો મુજ રાંક ભણી. ટેક.
જેવો ને તેવો પ્રભુ દાસ તમારો, ત્રીકમ રાખો મારી ટેક,
લોભિ લંપટને કુટિલ કામી, અવગુણ મુજમાં અનેક;
આદુ બર્દ એવુરે, પતીતને પારશ મણી. બેટવાળા. ૧
નોધારાના ઓધારણ દેવા, અબળના બળ છો મહંત,
એકલ બેલિ અનાથના નાથ પ્રભુ, ભાગ્યાના ભેરૂ ભગવંત:
ગરીબ નવાજારે, ગુના નવ્ય લેશો ગણીરે. બેટવાળા. ૨
કૃપા કરીને મારાં કારજ સારો, મેહેર કરી મન માંય,
પોતાનો જાણી પ્રભુ પાર ઉતારો, બોલાવો ગ્રહિને બાંય;
હરિગુણ ગાવારે, ઘનસ્યામ પ્રિત ઘણી. બેટવાળા. ૩
દાસનો દાસ નીજ દાસ દયાળુ, રણથી છોડાવો રણછોડ,
દાસ નથુ કહે ધન્ય નટવર નાગર, વિનવું બંને કરજોડ;
બિજાને નહિ જાચુરે, ધાર્યો મેંતો ધીંગો ધણી. બેટવાળા. ૪

## પદ. ૩ જું.

છબિપર વારીરે, સ્યામ હરિ છોગાળા;

રૂદે રૂપ રે'જોરે, રણછોડ રૂપાળા. ટેક.
દિન દયાળ પ્રભુ દેવ મોરારિ, રંગ ભિના રણછોડ,
રત્નસિંહાસને રાજીવલોચન, લક્ષ્મિનારાયણ જોડ;
પ્યારૂં રૂપ પેખુંરે, મોહનવર મરમાળા. છબિ૦ ૧
કુંડળ કાજુ ને બાંયેછે બાજુ, મરકલડું મન ઓડ,
લાવણ્ય લાહાલ તારી ચિંતડે ચોટી, પુરોને મનના કોડ;
આદુ બ્રદ એવુંરે, રાંકુંના છો રખવાળા. છબી૦ ૨
ચતુર્ભુજ શંખ ચક્ર બિરાજે, કૌસ્તુભ મુગ્તા માળ,
ચર્ણ કમળમાં ચિંત ધરંતાં, જુઠો જગત જંજાળ;
ભાવટય મારી ભાગોરે, ધોળુડી ધજા વાળા. છબી૦ ૩
ધન્ય ધડી આજ આનંદ એલિ, નીર્ખ્યા મેં દ્વારકાનો નાથ,
**નથુરામ** કહે ધન્ય નટવર નાગર, વિનવું જોડીને હું હાથ.
મન કર્મ વચનેરે, જપુ હરી જપ માળા. છબી૦ ૪

## પદ ૧.

ઓધવજી આજ અરજ અમારી, જઈને કહેજો જદુરાયને. તેરાગ.
ધન્ય ઘડીરે આજ દિવસ દિવાળી, નીર્ખ્યા તે રણછોડરાયને. ટેક
દયા કરિને આજ દરશન દિધાં, કોટિ સરિયાં કાજરે,
નૈણે નીર્ખુ ને હઇડે હરખું, વા'લા લાગો માહારાજરે. ધન્ય. ૧
ચતુર્ભુજ પ્રભુ છેલ છોગાળા, રંગભિના રણછોડરે,
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, મુરતીછે મન ઓડરે. ધન્ય. ૨
ભવ બ્રહ્માદિ જેનો ભેદ ન જાણે, નિગમ અગમ અપારરે,
નારદ શારદ રટે નીરંતર, શેષ ન પામે પારરે. ધન્ય. ૩
ભાવે ભજે તેની ભાવટય ભાંગો, રંગમાં રહો તમે રાજીરે.
ભુપતિ કેરાં પ્રભુ ભુવન તજીને, જમ્યા વિદુરની ભાજીરે. ધન્ય. ૪
પાંડવ કેરી પ્રભુ પ્રતીમા પાળી, પંચાળીનાં પુર્યા ચીરરે.
સુદામા કેરાં સંકટ ભાગ્યાં, સમરથ શ્યામ શરીરરે. ધન્ય. ૫
વ્રજના વાસીને વાલા લાડ લડાવ્યાં, પુરિ અંતરની આશરે.

ભક્તવત્સળ પ્રભુ બર્દ તમારૂં, વસો તે પ્રેમીજન પાસરે. ધન્ય. ૬
જે જન જાણે તે મહારસ માણે, ધન્ય ધન્ય તેની કમાઈરે,
વિપ્ર **નથુરામ** દાસ તમારો, રિજવે હરિગુણ ગાઈરે. ધન્ય. ૭

## दोहा.

**आतो देह अनित्यछे, नित्य नाथनुं नाम ॥**
**प्रेमे जे जन अनुभवो, नथुराम प्रणाम. ॥ १ ॥**

### ઝીલણીયું. પદ ૧.

રે બાણ લાગ્યાં મોહનજીનાં આવતાં. એ રાગ.
રે દિઠા રાજ કરતા ડાકોરમાં. ટેક.
શામળું મુખ દિસે શોભા ભરેલું,
અલબેલો અજબ મરોડમાંરે. દિઠા રાજ. ૧
ધન્ય ઘડી આજ દિવસ દીવાળી,
પેખ્યા પ્રભાતના પોરમાં. દિઠા રાજ. ૨
ભવ બ્રહ્માદિ જેનો ભેદ ન જાણે,
પાંશરા દિસે પ્રેમ દોરમાં. દિઠા રાજ. ૩
દાસ **નથુ** કહે ધન્ય નટવર નાગર,
કીધો ભગતના તોરમાં. દિઠા રાજ. ૪

### પદ ૨ જું.

રે ધન્ય સંત વધાર્યા આજ તારવા. ટેક.
સંસાર સાગર માહા જળ ભરીયો,
સેજે તે પાર ઉતારવારે. ધન્ય સંત. ૧
અડસઠ તીરથ સંતને ચરણે,
નેહે કરીને નવરાવવારે. ધન્ય સંત. ૨
કુળ સહિત આજ પવિતર કીધા,
આવ્યા નોધારાને ઓધારવારે. ધન્ય સંત. ૩
કૃપા કરીને આજ દરશન દીધાં,

સેવક કાજ સુધારવારે. ધન્ય સંત. ૪
ગુરૂ પ્રતાપેં ગુણ **નથુરામ** ગાયછે,
ધણીનું બાનું સીર ધારવારે. ધન્ય સંત. ૫

# ॥ अथ रुक्मणि विवाह ॥

## ધોળ ૧ લું.

રામ લક્ષ્મણ વન સધાવતાં, સતિ સિતાજી આવતાં સાથ,
કહે રઘુનાથ, પધારો પિયર ભણી. તે રાગ.
કાવે કુંદન શેહેર શોભામણું, ભલો ભીમક ભક્ત ભૂપાળ,
જપે શ્રી ગોપાળ, વિવા ભલે આવીયા. ટેક.
સદા વાસવસે સતસંગમાં, અન્ય વાત બોલે નહી આળ,
જરા નહી જંજાળ, વિવા ભલે આવીયા. ૧
પાંચ પુત્ર તણો પરિવારછે, રૂકમૈયો તે દિલે રિશાળ,
પ્રજા પ્રતિપાળ. વિવા ભલે આવીયા.
કંન્યા રત્ન તે રૂકમણી કુંવરિ, કંન્યાદાન શમો તતકાળ,
વિચારે ભુપાળ. વિવા ભલે આવીયા. ૨
દ્વારાપુરિમાં દેવમોરારિ વસે, દાનપાત્ર તે દિનદયાળ,
ભક્ત પ્રતિપાળ. વિવા ભલે આવીયા.
નિરધાર્યાં તે લગ્ન નીરમળાં, જાણ્યું રૂકમૈયે ઉઠીછે ઝાળ,
દ્રષ્ટી વિકરાળ, વિવા ભલે આવીયા. ૩
અલ્પ મતિ પીતા એ શું બોલીયા, ગુણ હીણો ગાયુંનો ગોવાળ,
હું સિંહ અને તે સ્યાળ, વિવા ભલે આવીયા.
સર્વે છત્રપતિમાં ચુડામણી, શીશુ પાળ તે ભલો ભુજાળ,
રાંકુંનો રિઝાળ, વિવા ભલે આવીયા. ૪
રૂકમૈયે લગ્ન લખી મોકલ્યાં, ચોપેં જાન લઇ શિશુપાળ,
આવ્યો તતકાળ, વિવા ભલે આવીયા.
**નથુરામ** કહે નિરધાર સાંભળી, રૂકમણી અંગે ઉઠી ઝાળ,
પડી પેટ ફાળ, વિવા ભલે આવીયા. ૫

## ધોળ ૨ જું.

નારી જાત્ય નોધારી હું શું કરૂં, મારો ભાઇ બોલે બહુ અટાટ,
અતી થયો ઉચાટ, વિવા આવ્યા ઢુંકડા,
દુખ સાગર લોઢની લેરમાં, શ્વાસ ઘુંટાય સુજે નૈ ઘાટ,
જાવું કઈ વાટ, વિવા આવ્યા ઢુંકડા, ૧
મારૂં કાળજ કંપવા લાગીયું, છઉ નોધારી નાનેરૂં બાળ,
કોણ રખવાળ, વિવા આવ્યા ઢુંકડા.
ભિંતર ભડકા બળે બહુ ભાતના, મને પડે તે પેટમાં ફાળ,
મરૂં તતકાળ, વિવા આવ્યા ઢુંકડા. ૨
ચિંતડામાં તે લોળ પચોળછે, તનડામાં તે લાગ્યો બૌ તાપ,
કર્યાં ક્યાં મેં પાપ, વિવા આવ્યા ઢુંકડા.
દાઝયા ઉપર લુણ લગાડીયું, દિસે દુખી મારાં માય બાપ,
કરે તે વિલાપ, વિવા આવ્યા ઢુંકડા. ૩
શિશુપાળ છત્ર ધરી આવીયો, ભોળાં લોક તે કરે વખાણ,
લાગે તીખાં બાણ, વિવા આવ્યા ઢુંકડા.
મિથ્યા આળ તે બોલે અભાગીયા, માઝા મેલશે નીશ્ચે મેહેરાણ.
હોશે મોટિ હાણ, વિવા આવ્યા ઢુંકડા. ૪
શીખ નારદની ત્યાં તો સાંભરિ, અતી પ્રગટયો અંગ્ય ઉલાસ,
ટળ્યો સર્વે ત્રાસ, વિવા આવ્યા ઢુંકડા.
**નથુરાંમ**નો દેવ દયા નીધી, વાલો પુરે અંતરની આશ;
કરે દુખ નાશ. વિવા આવ્યા ઢુંકડા. ૫

## ધોળ ૩.

સ્વસ્તિ શ્રી શુભ સ્થાન દ્વારામતિ, નરસિંહ નારાયણ નામ;
છબિ ઘનસ્યામ. કાગળ લખે કામની.
ગુણ ગંભીર મંદીર સુખનાં, નાથ નાઠા તણા વિશ્રામ;
અભે પદ ધામ. કાગળ લખે કામની. ૧
રંગભિના રસીક શિરોમણી, મારાં મળવાને તલખે નેણ;
સ્વામિ સુખ દેણ. કાગળ લખે કામની.

નટ નાગર સાગર પ્રેમનો, મિઠા બોલા માનો મારૂં કેણ;
જપુ દિન રેણ. કાગળ લખે કામની. ૨
લખે કુંદનપુરથી કામની, હેતે નમું જોડીને હું હાથ;
કરોને સનાથ. કાગળ લખે કામની.
જન્મો જન્મનિ દાસિ તે જાણજો, સ્વામિ છોજી અનાથના નાથ,
આગુની એ ગાથ. કાગળ લખે કામની. ૩
વાંચિ લગ્નને વેલા પધારજો, ચુકે અવધી પાડીશ પ્રાણ;
નીશ્ચે નિરવાણ. કાગળ લખે કામની.
ટેક બાનાની ત્રીકમ રાખજો, નકિ કરિ બેઠિ નિરમાણ;
ચતુર સુજાણ. કાગળ લખે કામની. ૪
રાય ભીમકને વાત ભાવતી, રૂકમૈયે કર્યું કટુ ઝેર;
તમુ સાથે વેર. કાગળ લખે કામની.
તેડાવ્યો તે દુખીયા ડાહોળને, મુને આપવાની કીધી પેર;
નાણી મન્ય મેર. કાગળ લખે કામની. ૫
લખી કાગળ તેડાવ્યો માનથિ, આવી મળ્યા માતંગી રાય;
ગણ્યા ન ગણાય. કાગળ લખે કામની.
જાન જાડી લઇ જીવન આવજો, હવે મુખ દિઠે દુખ જાય;
સેજે સુખ થાય. કાગળ લખે કામની. ૬
પરભાતે હું જાઇશ પૂજવા, અલબેલિ તે અંબીકા માત;
સંગે સખી સાથ. કાગળ લખે કામની.
અલબેલા ઓડો આવી નાખજો, હરી લેજો ગ્રહિ મારો હાથ;
જદુપતિ નાથ. કાગળ લખે કામની. ૭
હરિભટને હર્ખે બોલાવીયો, દિધાં લગન દિધાં બઉ દામ;
કરો શુભ કામ. કાગળ લખે કામની.
ભલિ ભલામણ્ય દિધિ ભેદની, અતી ઉર થયોછે આરામ;
ગાવે **નથુરામ.** કાગળ લખે કામની. ૮

**ઢાળ ૪ થુ.—રાગ ઢાળ.**

લગન મોર નાળીઅર લઇ, દ્વિજ વળ્યો દ્વારકાં વાટ;

દુર પંથ કેમ પોચવું, અતી થાય મન ઉચાટ. ૧
ચોંપે કરીને ચાલીયો, ભટ દોડયો ગાઉ બેચાર;
થાકયો થીર થઇને રહ્યો, વડછાંયે બેઠો તે વાર. ૨
પ્રભુ પોચાડેતો પોચીયે, બળવંત પકડે બાંય;
હરિભટ હિંમત હારીયો, સુતો વડ કેરી છાંય. ૩
કેશવજીની કરૂણા થકી, દ્વારકા પોચ્યો દ્વીજ દેવ;
જાગીને ભટ ઝાખી જુવે, કોટ કનકનો તત્ખેવ. ૪
પાણીયારીને જઇ પુછીયું, કોણ નગરી કેનાં રાજ;
મુગ્તિપુરી દ્વારામતી, રણછોડજી મહારાજ. ૫
પોળીએ તેડીને પોચાડીયો, નીર્ખ્યા તે સુંદર સ્યામ,
છબી દેખીને શોહામણી; બલજાવે **નથુરામ.** ૬

## ઢાળ. ૫

વળતી રૂખીયે માંડી વાત, તમે સાંભળો શંભુનાથ; તેરાગ.
વાલે વિપ્રને આવતાં જાણી, ચાલ્યા સામાતે સારંગ પાણી;
કરી પ્રક્રમા લાગ્યા પાય, કરે સ્તુતી જે જે દ્વીજરાય. ૧
જમાડયાં મિઠાં પકવાન, ઉપર આપ્યાં તે બિડલાં પાન;
ભુદેવ ભલે તમે આવ્યા, કાંઈ શુભ સમાચાર લાવ્યા. ૨
આપ્યાં લગન હરીને હાથ, સ્નેહે ચાંપ્યાં છાતીની સાથ;
વાલો વાંચે તે મીઠડા બોલ, હરિયે હેત જાણ્યું અતોલ. ૩
વિપ્ર શું કહું વારેવારે, જેવું એને છે એવું અમારે;
સૌમાં આતમ સાક્ષી સરખે, પ્રેમ વિવેકિ હોય તે પરખે. ૪
અમ કાજે તજે જે લાજ, તેનું દ્રોડી કરૂં હું કાજ;
મારે વિશ્વાસે જે વળગો, તેથી રેતો નથી હું અળગો. ૫
જેને ચાહતો તે દિન આવ્યો, તેતો ભલો મારે મન્ય ભાવ્યો;
હવે કરવી નહી કાંઇ વાર, હરી ભટ થાઓ તમે ત્યાર. ૬
જેવું જોયે તે માગજો આજ, કોટિ સરશે તમારાં કાજ;
અલબેલો અઢળક ઢળીયા, ફળ પૂર્વના થોક તે ફળીયા. ૭

બોલ્યો બ્રાહ્મણ અતી ઉમંગ, સ્વામિ આપો સદા સતસંગ;
જાણો દાસના દાસનો દાસ, નીજ નામ તણો વિશ્વાસ. ૮
હરિભટને હર્ખ અપાર, શ્યામ સુંદરે લીધી સાર;
દુખ ગંજન દેવ મોરારિ, **નથુરામને** આશ તમારી. ૯

**રાગ. ઢાળ ધોળ. ૬**

વીવાનાં સુણીને વધામણાં, આનંદ પ્રગટચો અપાર;
વિપ્ર સહિત વેગે કરિ, રથે બેઠા દેવમોરાર. ૧
કુંદનપુર કૃશ્ન આવીયા, નવ્ય લાગી નીમક વાર;
અનંત કોટિ બ્રહ્માંડને, ચિદ શકિતયે ઘડનાર. ૨
કશ્ન કહે જાઓ વેગથી, વિપ્ર ન કરશો વાર;
જુરી મરે રાજકુંવરી, નીશ્ચે કરી બેઠી નીર્ધાર. ૩
પત્ર અમારો પોચાડજો, રાજ કાજ ગુપ્ત વિચાર;
ચરણે નમીને ચાલીયો, કુંદનપુર મોઝાર. ૪
વાલો તે વાડીએ ઉતર્યા, તે થયું સરવને જાણ;
**નથુ** નવ્ય છુપ્યો રહે, ઉદે થયો જે ભાણ. ૫

**ધોળ. ૭**

જનકે તે રાય જગ માંડીયો, શોભા શ્રી નંદા; તેરાગ.
રાજકુંવરી રંગમોલમાં, ગોવીંદા ગુણવંતા.
તો જુવે જીવન કેરી વાટરે, ગોવીંદા ગુણવંતા.
નાથ હજી કેમ નાવીયા, ગોવીંદા ગુણવંતા.
અતીશે થાય ઉચાટરે, ગોવીંદા ગુણવંતા. ૧
ભગ્ત ઓધારણ ભુદરા, ગોવીંદા ગુણવંતા.
અબળા તણા છો ઓધારરે, ગોવીંદા ગુણવંતા.
કષ્ટ નીવારણ કૃશ્નજી, ગોવીંદા ગુણવંતા.
તો મહિમા તે અગમ અપારરે, ગોવીંદા ગુણવંતા. ૨
પ્રેલાદને જ્યારે પીડીયો, ગોવીંદા ગુણવંતા.
ધરિયું તે નરસીંહ રૂપરે, ગોવીંદા ગુણવંતા.
સેવકનું સત્ય રાખીયું, ગોવીંદા ગુણવંતા.

નોરે વડારીયો ભૂપરે, ગોવીંદા ગુણવંતા. ૩
ગણીકાના અવગણ નવ ગણ્યા, ગોવીંદા ગુણવંતા.
આપ્યું અભેપદ ધામરે, ગોવીંદા ગુણવંતા.
શવરીના બોરના સ્વાદમાં, ગોવીંદા ગુણવંતા.
રીઝયા સુંદર શ્યામરે, ગોવીંદા ગુણવંતા. ૪
ધરૂને અચળ પદ આપીયું, ગોવીંદા ગુણવંતા.
નીરભે કર્યો નીરવાણરે, ગોવીંદા ગુણવંતા.
નારદ મન નારાણનું, ગોવીંદા ગુણવંતા.
વેદ કરે તે વખાણરે, ગોવીંદા ગુણવંતા. ૫
ગજ કેરી વારે પાળા પળ્યા, ગોવીંદા ગુણવંતા.
રાંકુ તણા રખવાળરે, ગોવીંદા ગુણવંતા.
શ્રી બાઇના બોલ સાંભળી, ગોવીંદા ગુણવંતા.
ઉગાર્યા બલાડી બાળરે, ગોવીંદા ગુણવંતા. ૬
અદકું તે ફળ અમરીખને, ગોવીંદા ગુણવંતા.
ધરિયા તે દશ અવતારરે, ગોવીંદા ગુણવંતા.
રિઝયા બળી રંતી દેવને, ગોવીંદા ગુણવંતા.
તાર્યો તે તુળા ધારરે, ગોવીંદા ગુણવંતા. ૭
ભાજી વીદુરની ભાવે જમ્યા, ગોવીંદા ગુણવંતા.
પરખી એનો પ્રેમરે, ગોવીંદા ગુણવંતા.
પાંડવના પ્રતી પાળછો, ગોવીંદા ગુણવંતા.
જેણે જાણ્યો તને ક્ષેમરે, ગોવીંદા ગુણવંતા. ૮
લાડ લડાવ્યાં વ્રજનારને, ગોવીંદા ગુણવંતા.
ભાવે રિઝયા ભગવંતરે, ગોવીંદા ગુણવંતા.
પ્રેમ આતુર સૌ પ્રેમદા, ગોવીંદા ગુણવંતા.
જુગતી ન જાણે તે જંતરે, ગોવીંદા ગુણવંતા. ૯
રસ તે વ્રજમાં રેલીયો, ગોવીંદા ગુણવંતા.
કે'તાં ન આવે પારરે, ગોવીંદા ગુણવંતા.
વિપ્ર **નથુરામ** વિનવે, ગોવીંદા ગુણવંત.

વેલેરી કરજો વારરે, ગોવીંદા ગુણવંતા. ૧૦

## ધોળ. ૮ મું.

શંકર સારદાને શીશ નામું, ગરૂવા ગણપતી જુવો મુજ સામું.

તેરાગ.

મન્ય વિચારે મ્રગા નેણી, આવી અવધ્ય એક રહી રેણી. ૧
અબળા તે અંતર અકળાંણી,દુખે ખળકે તે નૈણામાં પાણી. ૨
અવગુણ અમોમાં જાણી, ચોંપે ન આવ્યા તે સારંગ પાણી. ૩
સાહ્ય થાજો ગૌરિ માહારાણી, કૃશ્ન માગું પૂજાની કમાણી. ૪
સત્ય ભાવ અંતરમાં આણી, તજી અન પીધાં નહી પાણી. ૫
દેહી દમી વ્રત બહુ કિધાં, દાન ઉજવણાં કરી દીધાં. ૬
તેતો વર હરીવર વરવા, નથી કીધાં ઊમૈયા મેં મરવા. ૭
શિવશંભુ થાજો મુને સાય, કૃશ્ન વીના ન માગુ કાંય. ૮
એમ એકાંતે કરે ઊચાર, શુભ શુકન લાગ્યા તે વાર. ૯
વામ નેત્ર કર અંગ ફ્રરકયું, રૂકમણી કેરૂં મન હરખ્યું. ૧૦
પ્રેમ ધરિ રાજ પંથ ન્યાળો, ભટ હર્ખે ભર્યો આવે ભાળો. ૧૧
મુખ તેજાળુ દિઠું તેવાર, આવ્યા નાથ નીશ્ચે નીરધાર. ૧૨
ભટ આવે તે કરતો દ્રોડ, રામ સાયકનું જેવું જોર. ૧૩
કામ ફ્રતે તે રાજ કુમારી, બાધે રાજે શ્રી કુંજ વીહારી. ૧૪
મુખે બોલું તે નવ્ય બોલાય, હેતે મગ્ન થઈ હરખાય. ૧૫
ઘનસ્યાંમ સંગે મન ઘેરૂં, લીએ સુખડા કેરી લે'રૂં. ૧૬
હેત અંતરમાં તે જણાણું, **નથુરામ** કે' કેમ વળાણું. ૧૭

## ધોળ ૯ મું.

રાગ પ્રથમનો.

સ્વસ્તશ્રી શુભસ્થાન સોહામણું, જીહાં રાજેછે રૂકમણી રત્ન,
જાણો તમે જત્ન. પ્રીતમ લખે પ્યારિને. ૧
સદા સોભાગ્યવંતિ છો સુંદરિ, સર્વે સ્વજન કર્યા સપત્ન,
કરૂં તે પ્રયત્ન. પ્રિતમ લખે પ્યારીને.

બાર્યે બાધમાં આજ બિરાજીયે, અમે કરશું ભલેરાં કામ,
જાશું નીજ ધામ. પ્રિતમ લખે પ્યારીને.
બુબ ખુશી થયો તારી ટેકથી, વાલાં વેણે થયો વિશ્રામ,
ધંન્ય ધારૂં કામ. પ્રિતમ લખે પ્યારીને. ૨
મિંઠા બોલિ મનોહર માનુની, નાથવંતી તું નહીં નોધારિ,
પ્રાણસે છો પ્યારી, પ્રિતમ લખે પ્યારીને.
તારો સ્નેહ વારે વારે સાંભળે, તારા બદૈને જાઊં બલહારિ,
ચતુરાઈ સારી. પ્રિતમ લખે પ્યારીને. ૩
એક અંતર આવી આડો પડ્યો, અતી આતુરતા મન્ય થાય,
પલ જુગ જાય. પ્રિતમ લખે પ્યારીને.
ઘણી લેશું લાખેણી ઘડી લાભની, ગ્રહી કંધર કોમળ બાંય,
હેતે હરખાય. પ્રિતમ લખે પ્યારીને. ૪
સુખડાની ઘણી ઘણી ચાહના, તારા જીવને લાગેછે જેમ,
મારે મંન્ય તેમ. પ્રિતમ લખે પ્યારીને.
જોગ સંજોગ અવસર આવતાં, ધરી ધીરજ રેવું તે કેમ.
પિડે જેને પ્રેમ. પ્રિતમ લખે પ્યારિને. ૫
હધ આવ્યા દિવસ આનંદના, પ્રેમ રંગની આવશે પેર્ય,
થાશે લીલા લેર્ય. પ્રિતમ લખે પ્યારીને.
વાત કહિ થાશોમાં વેવલા, પડી રેશે તે સર્વે આ પેર્ય,
નાવે મન્ય મેર્ય. પ્રિતમ લખે પ્યારીને. ૬
બાંધી મુઠી જાણો સવાલાખની, તેને ઉઘાડતાં પત્ત જાય,
ફજેતીતો થાય. પ્રિતમ લખે પ્યારીને.
આતો અનહધને ખેલે ખેલવું, ચુકે એકીએ નહીં ઉપાય.
જીતી બાજી જાય. પ્રિતમ લખે પ્યારીને. ૭
પ્યારી પડદે પ્રિતલડી રાખજો, તારે સત્ય રહે તારી ટેક,
વાલો તે વિવેક. પ્રિતમ લખે પ્યારીને.
ગોરિ ગંભીરતાએ છો ગુણવંતાં, સેજે સુખડાં મળશે અનેક,
શું કહેવું વિશેક. પ્રિતમ લખે પ્યારીને. ૮

આજ વેરી વિશે મારો વાસછે, સર્વે ભૂપતિ ઝેરીલા સાપ,
સંછેડે સંતાપ. પ્રિતમ લખે પ્યારીને.
ગર્વગંજન નામછે માયરૂં, ચૌદે લોકમાં મોટો પ્રતાપ,
નાવે મારો માપ. પ્રિતમ લખે પ્યારીને. ૯
થોડું લખ્યું ઝાઝું કરી જાણજો, ગોરી ગુણ તણાછો ભંડાર,
શું લખું અપાર. પ્રિતમ લખે પ્યારીને.
દાસ નથુનો નાથ દયાનીધી, ચૌદ લોક તણો શણગાર,
નોધારાં આધાર. પ્રિતમ લખે પ્યારીને. ૧૦

## ધોળ ૧૦ મું.

રાગ ઢાળ.

વાંચ્યો તે પત્ર વિવેકનો, હૈડે હર્ખ ન માય;
દેવમોરારી દયાનીધી, અટક પડે ઓળખાય. ૧
ધંન્ય ધંન્ય દ્વિજ દેવ તું, આપ્યું અભેપદ દાન;
કામ સમોવડ શું કહું, નથી આવતું અનુમાન. ૨
અનુમાન તે આવે નહી, જે દાન સમોવડ થાય;
અન્ય પદારથ, અલ્પ જોય, પ્રક્રમા કરી પડ્યા પાય. ૩
લક્ષ્મિનારાયણ નામ સાથે, કિર્તી અચળ વંચાય;
આ લોક ને પરલોકમાં, મન ઇછીત સુખ થાય. ૪
અખંડ દાન એમ આપીયું, અર્પ્યો તે નવસરહાર;
પ્રેમ ધરીને પ્રેમદા, પ્રણમે તે વારમવાર. ૫
અખંડ સૌભાગ્ય તાયરૂં, આશીશ દઇ દ્વિજ રાય;
નીજ નીકે તે આવીયો, આનંદ ઉર ન માય. ૬
સુખ અલોકીક ઊપન્યું, ધરે હરીનું ધ્યાન;
**નથુરામ** કહે ધન્ય નાગરી, જેને વાલા જીવન પ્રાણ. ૭

## ધોળ ૧૧ મું.

દ્રોડિ દ્રોડીને ભટ દ્રોડિયો, ભટ દ્રોડચો તે ગાઉ બે ચાર; તેરાગ.
બધે પધાર્યા બંકા કૃષ્ણજી, ચૌદ લોકના સરજણ હાર;
સત્ય પ્રતાપે પેખીયા, જેમ સુરજ તેજ અંધાર. ૧

કૃષ્ન આવ્યા જાણી કંપીયા, ભલા ભડ મોટારે ભૂપાળ;
થર થર થર સૌ થરથરે, મ્રગરાજ દેખી જેમ શ્યાળ. ૨
ભયભીત થયા સર્વે ભૂપતી, ચુકી ગયા તે શુધ્ય શરીર;
હૈડેથી હેમત હારીયા, માતંગી જે મોટા અમીર. ૩
અડવડતા તે ઊભા થયા, અંગ પ્રગટ્યો અતી ઉચાટ;
એકાંતે થાયે સૌ એકઠા, કાંક બાંધો ભલેરો ઘાટ. ૪
રૂકમૈયો આવ્યો ત્યાં રાજવી, કૃષ્ન આવ્યો શ્યો કરવો વીચાર;
તેહુ કંકોતરી કાંઇ નહી, જ્યાં જોયે ત્યાં ઊભો છે ત્યાર. ૫
છંછેડે સુખ નહી પામીયે, ખીજવ્યો જેવો કાળો વ્યાળ;
માન દીધે માહા દુખ છે, રિજો રૂઠે જેવો જમકાળ. ૬
એહુ વાતે બહુ દુખ છે, કાળુ ગોરૂં કાંઇ ન કેવાય;
જન્મ થકી ઝગડો કરે, આવ્યો અજાણ્યો તે નવ્ય જાય. ૭
રિસે તે રાતો થઈ બોલીયો, સિંહરૂપ કરી શીશુપાળ;
ઝગડો કરે શું જીતશે, એતો ગાયુ તણોરે ગોવાળ. ૮
જુગતે જરાસંઘ બોલીયો, તમે ગર્વ ન કરશો કોય;
સુભટમાં તે શીરોમણી, બળમાં ક્રમ બિજાનું નોય. ૯
અયુત ગજબળ આપનું, સંગે સન્યા તે ક્ષોણી ત્રેવીશ;
સતરવાર ચુરણ કરી, રણ જપેટી કરીને રીસ. ૧૦
એકે અનેક એને જાણવો, પેખો પટાધર પરમાણ;
અગ્નિથિ તીખો એહ છે, જોયો જુધ મધ્યે તે જુંજાણ. ૧૧
રવિથિ તાતો તે તેજમાં, આકાશથી ઉંચો એહ;
સિંધુથી ગંભીર શામળો, ટાઢો હિમને દેનારો છેહ. ૧૨
વાયુથી વેગ વીશેશ છે, ધારણે તો ધરા સમ ધીર;
રણમાં વંકો તે રાજવી, જુગમાં એક જાદવવીર. ૧૩
જેને ભેટે તે જાણશે, તમે ભુલશો સર્વે ભાન;
કામણગારો તે કૃષ્ન છે, વશ્ય વિશ્વ સૌ કરે વખાણ. ૧૪
મોટાયુ સરવે મેલિ દિયો, કાંક જાણો રાજા કેરી રીત્ય;
સન્માન કરો એનું સ્નેહથી, ને રાખજો પૂરણ પ્રીત્ય. ૧૫

જાણી પ્રતાપી જગદીશને, મહિપતી થયા મનમ્રોડ;
વિપ્ર **નથુરામ** વિનવે, કૃષ્ણ લીલા ગાયાનો કોડ. ૧૬

### અધુરૂં ધોળ ૧૨ મું રાગ ઢાળ.

નારદ મન શ્રી નારણનું, નૈષ્ઠિક માયાતીત;
અગ્રણી વૈશ્નવ એહ છે, વેણા જંત્ર ગાય હરી ગીત. ૧
દ્વારકા આવી બળદેવને, વર્ણવ્યો તે સર્વ વિવેક;
કુંદનપુરથી કૃષ્ણ સ્વામિ, ગયા એકા એક. ૨
વિવાનાં સુણીને વધામણું, હળધરને હરખ ન માય;
વીવાની શુણીને વધામણી, વગડાવી આનંદ વધાય. ૩
છપન કુળને સોંઢાડીયાં, ચડ્યા સમ્રથ હળધર વીર;
ચતુરંગી દળ શોભતું, માંહિ અનેક રાજે અમીર. ૪
કુંદનપુર ગઢ ઘેરીયો, જોધા કરે દોટા દોટ;
જેમ કટક મરકટ રામનું, લેવા કનકનો કોટ. ૫
રૂકમૈયો કહે રાજવી, મારૂં હઇડું હાલકલોળ;
નવું નસ્યા આજ નીપન્યું, મારા ચીતમાં લાગી ચોટ. ૬
સન્યા તણી સંખ્યા નહી, બળદેવ બળનો સીમ;
નાથ **નથુનો** જીતશે, નીશ્ચે જાશે મારૂં નીમ. ૭

### રૂકમૈયો— ધોળ ૧૩ મું.

એક લીલી તે લીલી લીલડી,
એક લીલી તે નાગરવેલરે, જગલીલડી. તે રાગ.
જુવો જીણી તે જીણી વાગે જાલરી,
થાય શંખતણો ચણેણાટરે. જગ રેલીયો.
માંહી ઘેંઘેં નગારાં ગરગડે,
જોરે ઢફ ભેરીનો જણેણાટરે. જગ રેલીયો. ૧
વાગે ઢોલ તે મેહ જેમ ગર્જતો,
માંહી લલીત સ્વર રણુરરે. જગ રેલીયો.
દેખો ડંકાનાદની દિર્ઘતા.

સિંહ શબ્દ કરે બહુ સુરરે. જગ રેલીયો. ૨
કોટિ કટક દેખી હુંતો કંપીયો,
મારી કેમ કરી રાખીશ લાજરે. જગ રેલીયો.
મેંતો જાણ્યું મુજને શું થયું,
આજ કાંયે ન સુજે કાજરે. જગ રેલીયો. ૩
જ્યાંહાં જોઉ ત્યાં જાદવ જોધછે,
જેવું પ્રલય સાગર પુરરે. જગ રેલીયો.
ઘેર્યા ગઢ કોઠા ને કાંકરા,
સર્વે સરખા તે સુર ચતુરરે. જગ રેલીયો. ૪
એનિ દોલત દેખીને ઝાંખો થયો,
સુર આગે હું શલભ પ્રકાશરે. જગ રેલીયો.
એની સમર્ધી ચંદ્ર ઉદે થયો,
ન્યાળી તારા તે રાજે નીરાશરે. જગ રેલીયો. ૫
દેખી દળને દ્રોણી તે કમકમે,
ભલા ભૂપ થયા મન ભંગરે. જગ રેલીયો.
વાધ્યું જોર તે બહુ જાદવ તણું,
જોતાં જરૂર કરશે જંગરે, જગ રેલીયો. ૬
જેમ રામજી લંકાં પધારીયા,
જેવો કપી ને રીંછનો થોકરે. જગ રેલીયો.
એમ કુંદનપુર આજ કાવીયું,
એમ વાણી વદે સૌ લોકરે. જગ રેલીયો. ૭
રૂકમૈયો તે હેમત હારીયો,
જ્યાં રાજવી સર્વે સુજાણુરે. જગ રેલીયો. ૮
દાસ નથુનો નાથ નર કેસરી,
વેદ પૂરાણુમાં પરમાણુરે. જગ રેલીયો. ૯

**ઘોળ ૧૪ મું રાગ ઢાળ.**

વિવિધ વેણુ એમ સાંભળી, શીશુપાળના ચમક્યા કાન,
ડરૂ નહી દૈવ કોપથી, વેરી મારી કરૂં શમશાન. ૧

મુજ સમોવડ શુર નહી, જુગમાંહી સુરાસુર જોધ,
ચર અચર લાગે કંપવા, કરૂં કારમો જ્યારે ક્રોધ. ૨
રતી નહી બિક રણછોડની, એતો આહીરીયો પશુપાળ,
ગુણ શું ગાવો ગોવાળના, હું સિંહરાજ શિશુપાળ. ૩
જરણા ધરિ જુગતે કરી, બોલ્યો જરાસુત તે સાર,
જાણું હું સર્વે જોધને, વારૂં બકોમાં વારંવાર. ૪
લખ્યું હશે તે લાભશે, જેવી કરમ માળ લલાર,
કેંની લાડી કોણ માણશે, તે કરણહાર કીરતાર. ૫
રૂપે સકળ લલચાય છે, પારકાં પોતાનાં નોય,
આશ જે અણ ખપતી કરે, એને હાણ્ય હજારૂં હોય. ૬
વિધિ બળે બહુ ફાલીયો, વિરાટ ઊંબર એક,
કર્મ જોગે તે ફાવીયો, આદ્ય એક રૂપ અનેક. ૭
જોગ વિજોગની વાતમાં, કોઈ જાણે જાનનહાર,
જેણે તે સદગુરૂ શેવિયા, નવ રહે અગમ લગાર. ૮
પુરૂશ દેહ પુરૂશાર્થથિ, તે પ્રગટ પૂર્વે વિવેક,
સાધન સાધ્ય હરી સર્વદા, સિધ ફળને પામ્યા અનેક. ૯
નીતિવડે નીશ્ચળ થયા, કૈં સુરા સુર નર નાર્ય,
ચુકિયે નહી સ્વધર્મથિ, દયા ઢાલ સત્ય તરવાર્ય. ૧૦
ધીરજ મોટો ધર્મછે, ધીરજે ન હોયે હાણ્ય,
ફળ મીઠાં ધીરજ તણાં, એમ વદે બેદ પૂરાણ. ૧૧
શિખ આપી શિશુપાળને, બિરાજે બંગલા મોજાર,
કંકણ બાંધ કેશર ભર્યો, તેને રેહેવું એકાંત દ્વાર. ૧૨
વીવાહી નરને વીઘન ઘણાં, માથે હેરાં ફરેરે હજાર,
ચેતી ચતુરને ચાલવું, એવો આદુનો અનસાર. ૧૩
શોક આપીને બહુ થાનકે, નર્પતીઓ કરે નીર્માણ,
નથુનો નાથ નર કેશરી, જેના વેદ કરેછે વખાણ. ૧૪

ઢાળ ૧૫ મું.

વળતા બોલ્યા તે નારદ વાત, તમે સાંભળો શંભુનાથ. તે

બાધે આવ્યા જે કુંજ વીહારી, દયાસિંધુ શ્રીદેવ મોરારી. ૧
સુણી વધામણીની તે વાત, નર નારી થયાં રળીયાત. ૨
અતી આનંદ ઉર ન માય, જેજેકાર નગરમાં થાય. ૩
જન જન પ્રત્યે વદે વાણી, ધન્ય રૂકમણીની કમાણી. ૪
વર વીઠલ વરને વરશે, કાજ સર્વે કુંવરીનું સરશે. ૫
જાશે ડાહોળીઓ પીઠી ધોઇ, રૂકમૈઓ બેશિ રહેશે રોઈ. ૬
ભલુ ભીમકરાયનું થાશે, જુગો જુગ્ય તે જશ ગવાશે. ૭
મળી નારીને નરના થોક, ચાલ્યાં ટોળે મળી સૌ લોક. ૮
નેણે નીર્ખ્યા જૈ નટવરલાલ, બોલ્યાં નાથ થયાં આજ ન્યાલ. ૯
કોઈ સ્તુતી કરે ગાન તાન, કરે નૃત્ય ધરે કંઇ ધ્યાન. ૧૦
સૌ સાહેલીયો મળી સરખી, ગાય ગીત હઈયામાં હરખી. ૧૧
બેની નીર્ખ્યા રૂકમણી નાથ, ગાય ગીત મળ્યો સૌ સાથ. ૧૨
નથુરાંમનો નાથ છે લહેરી, બોલે બાળા તે નેણામાં ઘેરી. ૧૩

## ધોળ ૧૬ મું.

છાનોરે છોકરડા તને કોણેને રોવરાવ્યોરે, હાને વળી હમલીલ્યો.

તે રાગ.

ચાલ્ય સખી જોવાને જાયે, રણછોડજી રંગિલોરે, લાલ લલનાં
ન્યાળિલ્યો.

ભલિ છબી છે ભીને વાને, સુંદર છેલછબીલોરે, લાલ લલનાં. ૧
મુખડાની મધુરતા મિઠિ, મિંઠડલી મરમાળીરે, લાલ લલનાં.
અમ્રતને ભરેલી એની, આંખડલી અણીયાળિરે, લાલ લલનાં. ૨
ભળીને ભરમાવે એની, ભલી ભ્રગુટી કંટારીરે, લાલ લલનાં.
મિઠા બોલો દિઠો એની, ડોલરીંયો દિલ દારીરે, લાલ લલનાં. ૩
મોહન કેરૂં મુખડું મેંતો, ઝાંખી નજરે જોયુંરે, લાલ લલનાં.
મર્મ કરિ મુજ સામું જોયું, મરકલડે મન મોહ્યુંરે, લાલ લલનાં.
ચતુરને વળી ચંપક વરણી, ભીમકરાય દુલારીરે. લાલ લલનાં.
પરણો તો પ્યારાને નહીતો, રહેજો બાળ કુમારીરે. લાલ લલનાં.
ભિમકરાયે ભલું વિચાર્યું, કુંવરને મન્ય કાંટોરે; લાલ લલનાં.

દેખીને બહુ દુખડાં ઉપજે, ડાહોળનું મુખ દાટોરે. લાલ લલનાં.
ચતુર હોય તે ચેતિ ચાલે, ગાફલને શું ગાવુંરે; લાલ લલનાં.
બત્રીલખણા બંકા તમને, સાન કરી સમજાવુંરે. લાલ લલનાં.
સાસરવાસો સૌને સરખો, ગિતિ ગાળો ગાયેરે; લાલ લલનાં.
હોંસિલા હરિવરને જોઈને, રૂદીયે રાજી થાયેરે. લાલ લલનાં.
રિશ ન કરશો રસીયાજી, કોઈ કાળું ગોરૂં કેશે; લાલ લલનાં
**નથુરામ** કહે નાગરીયું સહુ, ફોફળ પાન લેશેરે. લાલ લલનાં.

## ધોળ ૧૭ મું.

રાગ પ્રસીધ છે.

બિડાં બિડાંની રીત્ય, બિડાં લેશુંરે.
આપો આણીને પ્રિત્ય, બિડાં લેશુરે. ૧
અમે બોલશું તે આળ, બિડાં લેશુરે.
ગિતે ખાશો તમે ગાળ, બિડાં લેશુરે. ૨
તમે દ્વારકાંના ધિશ, બિડાં લેશુરે.
જોજો કરતા નહીં રિશ, બિડાં લેશુરે. ૩
ઘેર કનકનો કોટ, બિડાં લેશુરે.
યેનો મનમાં બહુ તોટ, બિડાં લેશુરે. ૪
આવી નમે મોટા રાય, બિડાં લેશુરે.
એવિ મોટપે શું થાય, બિડાં લેશુરે. ૫
રાખો મનમાં બહુ માન, બિડાં લેશુરે.
ભલો દિસે ભીને વાન, બિડાં લેશુરે. ૬
આતો આવડો શ્યો ઑડ, બિડાં લેશુરે.
મહિ માંખણના ચોર, બિડાં લેશુરે. ૭
પિધું પુતના પેપાન, બિડાં લેશુરે.
તર્ત તજી તે પ્રાણ, બિડાં લેશુરે. ૮
કામળિના ઓઢનાર, બિડાં લેશુરે.
મામાના મારનાર, બિડાં લેશુરે. ૯

જોજો મથુરાં મોઝાર, બિડાં લેશુરે.
જોતાં જડી ભલી નાર, બિડાં લેશુરે. ૧૦
જેનું કુબડું છે અંગ, બિડાં લેશુરે.
રૂડો લાગ્યો એનો સંગ, બિડાં લેશુરે. ૧૧
જેના ટુંકા ટુંકા કેશ, બિડાં લેશુરે.
જેનો વરવો છે વેશ, બિડાં લેશુરે. ૧૨
અંગે અઠાવીશ વાંક, બિડાં લેશુરે.
મળ્યું મથુરાંનુ રાંક, બિડાં લેશુરે. ૧૪
આપો કુબજાના કંથ, બિડાં લેશુરે.
બડભાગી બળવંત, બિડાં લેશુરે. ૧૪
દ્વારાપુરિના શ્યામ, બિડાં લેશુરે.
પાસે કોડી નહી દામ, બિડાં લેશુરે. ૧૫
વદે વિપ્ર **નથુરામ**, બિડાં લેશુરે.
શ્યામ સંગે પડયું કામ, બીડાં લેશુરે. ૧૬

## ધોળ ૧૮ મું હાળ.

હાંસિ વિલાસ હરિ સાંભળી, ભાવે રિઝયા ગુણ ભંડાર;
પ્રેમ સનેહ તે પરખીયો, એનો અંતર ભાવ અપાર. ૧
આનંદ સૌને ઉદે થયો, વાલે પુરી અંતરની આશ;
રણછોડજી રિજ્યા રંગમાં, પ્રેમ રૂપ કિધું પ્રકાશ. ૨
પુરી વીશે નારી પુરૂશને, ફળ્યા ફળે રિલ અનેક;
જેણે જે ભાવે જાણીયા, ફળ દીધાં કરીને વિવેક. ૩
ભાવે ભીમકરાય ભેટિયો, પ્રેમે લાગ્યો પ્રભુને પાય;
કરજોડીને કરગરૂ, મારે મન્ય વસે તે ફળ થાય. ૪
ભગ્તિ ભાવ જોઈ ભીમકનો, પરમેશ થયા પરસંન;
આતુરતા જોઇ અંતરની, સોપ્યાં તે સત્ય વચન. ૫
રૂદે ફુલી રાણી રૂકમણી, નાણાં તે નીરમળ નીર;
વેદ વિહિત વિધીએ કરી, ચોંપે શુધ કીધું શરીર. ૬

મળિ સૌ સરખી માનુની, દાસી તે અપરમપાર;
નથુના નાથનિ કામના, સજે તે શોળે શણગાર. ૭

## ધોળ ૧૮ મું.

જનકે તે રાય જગ માંડીયો. શોભા શ્રી નંદા. તેરાગ.

વરવાશી વીઠલરાયને, નંદા જગવંદા.
તો હઈડે હરખ અપારરે, નંદા જગવંદા.
આનંદ ઓધ ઊદે થયો, નંદા જગવંદા.
તો સજે શોળે શણુગારરે, નંદા જગવંદા. ૧
આધ અંબારૂપ ઓપતું, નંદા જગવંદા.
અગમ નીગમ અપારરે, નંદા જગવંદા.
શોભિત રૂત સુંદરી, નંદા જગવંદા.
જેવી તાતી તરવારરે, નંદા જગવંદા. ૨
ચતુરાં એક ચૌદ લોકમાં, નંદા જગવંદા.
જીવનનું મન્ય જોર, નંદા જગવંદા.
રંગ ગુલાબી રૂડી ઘાટડી, નંદા જગવંદા.
કસબી રૂપાળી કોરરે, નંદા જગવંદા. ૩
ગુથ્યાં તે ફુલ મોઘરા તણાં, નંદા જગવંદા.
નાગણી જેવી વેણ્યરે, નંદા જગવંદા.
સેંથો સિંદુરે પુરીયો, નંદા જગવંદા.
ધનુશ સરખાં નેણુરે, નંદા જગવંદા. ૪
લીલાવટ ચાંદલો શોભતો, નંદા જગવંદા.
મુખડું તે ચંદ્ર સમાનરે, નંદા જગવંદા.
રૂપાળી તે રતને જડી, નંદા જગવંદા.
ઝાલ્ય ઝબુકે કાન્યરે, નંદા જગવંદા. ૫
અંબુજ સરખી આંખડી, નંદા જગવંદા.
શોભે અંજને શોભાળરે, નંદા જગવંદા.
મરકલડું અતી ઓડમાં, નંદા જગવંદા.
દામણી દીવ્ય દીપાળરે, નંદા જગવંદા. ૬

નાસિકા નૌતમ નીર્મળી, નંદા જગવંદા.
વાળી તે ચુની જડેલરે, નંદા જગવંદા.
અધર લાલ અનુપ છે, નંદા જગવંદા.
દાડીમ દંત રંગેલરે, નંદા જગવંદા. ૭
મુખ હસીત માને ભર્યું, નંદા જગવંદા.
મિઠાં મધુરાં વેણુરે, નંદા જગવંદા.
કંબુક જેવો કંઠ છે, નંદા જગવંદા.
સ્વજનને સુખ દેણુરે, નંદા જગવંદા. ૮
જુમણુ જુક કંટેશરી, નંદા જગવંદા.
લે'કે તે નવશર હારરે, નંદા જગવંદા.
કંચુકી કાળી અતલ્સની, નંદા જગવંદા.
સોનેરી ભરત અપારરે, નંદા જગવંદા. ૯
જરીયાની તુઇ માંહી ઝળકતી, નંદા જગવંદા.
મોળિયાં કસુંબલ રંગરે, નંદા જગવંદા.
ઉરની શોભા અનુપ છે, નંદા જગવંદા.
ચિંત ચોડયું શ્યામ સંગરે, નંદા જગવંદા. ૧૦
હાથે કાંકણુ તે હેમે જડયાં, નંદા જગવંદા.
આંગળી વીટી અનુપરે, નંદા જગવંદા.
બાજુને બેરખા બેહુ ધર્યા, નંદા જગવંદા.
મોતી તોરા મહારૂપરે, નંદા જગવંદા. ૧૧
કોમળ નાભી કમળ છે, નંદા જગવંદા.
કટિ તે કેસરી લંકરે, નંદા જગવંદા.
લેંગો તે પચરંગી રંગનો, નંદા જગવંદા.
નીરમળ નીશ કલંકરે, નંદા જગવંદા. ૧૨
ઝાંઝર નેપુર જણુકતાં, નંદા જગવંદા.
અણુવટ વીછીયા પાયરે, નંદા જગવંદા.
નથુના નાથને ન્યાળવા, નંદા જગવંદા.
અંગે ઊલટ ન માયરે, નંદા જગવંદા. ૧૩

## ધોળ ૧૮ ઢાળ.

જાવું તે અંબીકાને પૂજવા, પ્રેમદાયે કર્યું પરીયાણ;
જાત્રાયે જાયછે કુંવરી, થયું ભૂપતીયોને જાણ. ૧
છત્રપતી ચંચળ થયા, કારમ્યો તે વાપ્યો કંપ;
હથીયાર હેમતથી ધરી, સંચર્યા કરીને સંપ. ૨
રણાગે પંથડો રૂંધીયો, બહુ જોધા ઊભા બળવંત,
કનાથ બેય બાજુ કરી, વંછે તે પ્રવર્યાનો પંથ; ૩
અર્ધ રથિ રથિ અતી રથી, મહારથિ તીમીંગળ જેહ,
વંજર કોટિ સમવીરછે, તતપર થઇ તરક્યા તેહ, ૪
હજારૂ હસ્તિને વાહને, ધરી રહ્યા ધનુષને બાણ,
પાધરા પંથના ફેરમાં, બહુ સુરા રાજે સુજાણ, ૫
રાજ તણા દરબારથી, અંબાજી કેરૂં આગાર,
ચૌદ દળે વીર વ્યુહછે, કે'તાં તે નાવે પાર, ૬
વળિ વત્સે રથ રોપીયો, નર સિંહ નીર્ભય જેહ,
સુંદર રૂપ શોયામણુ, નથુરાંભનો નાથ તેહ. ૭

## ધોળ ૧૯ મું.

## दोहो.

रक्षक अगणीत राजवि, करे द्रोडाद्रोड ॥
चतुरां समरे श्यामने, जे जे श्री रणछोड ॥१॥

### છંદ લલીત—ગોપિકા ગીત પ્રમાણે.

કરજોડી કહે રાજ કુંવરિ, લલીત લક્ષણે લાલને વરિ,
અરજ સુણજો ઊર ધારજો, કરગરી કહું કાજ સારજો. ૧
દેવ દયાનીધી, દાસી તાયરી, જીવન રાખજો લાજ માયરી.
ડાહોળને દુખે મદી મારજો, કરગરી કહું કાજ સારજો. ૨
ત્રિકમ છે ટાણુ, ટેક રાખજો, કટક કૌરના, ક્રોધે કાપજો,
કર મુને ગ્રહી, તર્ત તારજો, કર ગરી કહું. ૩

કુળ અરી કરી, પંથ પવેરી, નફ્ટ નાગરી, રાજ કુંવરી;
મિથ્યા વૈખરી વાદ વારજો, કરગરી કહું કાજ. ૪
ચતુર છો તમો, ચૌદ લોકમાં, શિર ચુડામણી સુર સાથમાં,
ચેતી ચોકમાં, રથ રાખજો, કરગરી કહું. ૫
અવધ આવજે નારી તે અમો, રંગે તે રિજજો નાથજી તમો,
તંન સંતાપને, દુર દારજો, કરગરી કહું. ૬
જાણી જગત્પતિ ભાવથી ભજું, તનપડે પુની ટેક ના તજું,
અટકની ભરી,ને ઉગારજો, કરગરી કહું કાજ. ૭
કરૂણાતો કરી, લ્યો મુને હરી, જન્મો જન્મનિ હું, ચર્ણ કીંકરી;
જે જપુ સદા તે મળે કદા, પેખો તે પ્રેમદા, નાથ નર્મદા. ૮
લલીત સુંદરી લાભ લેખતી, ભુપમદે ભર્યા, દ્રષ્ટે દેખતી,
નથુના નાથને નેણે નીર્ખતી, હરીની આશથી, હૈડે પર્ખતી. ૯

## ઘોળ ૨૦ મું.

વળતી ન્નારદે માંડી વાત, તમે સાંભળો શંભુનાથ. તેરાગ.
ચાલ્યાં પૂજવા અંબીકા માત, સાથે સાહેલીયુનો સાથ. ૧
પુજામીશે મુની વ્રત ધરીયાં, પ્રેમદાઉની સંગે પરવરીયાં. ૨
આપે લક્ષ્મી તણો અવતાર, ગુણ વંતિતે ગુણ ભંડાર. ૩
કાજુ હંસ તણી ગતી કરતી, ભુમી ઉપર ડગલાં ભરતી. ૪
નારી એવી નજરે નવ્ય નીરખી, રૂપજોઈને સંન્યા સૌ હરખી.૫
રવી ઊગે તીમરનો નાશ, એવો સંન્યામાં કરતી ઉજાસ. ૬
આવ્યાં દેવી મંદીર મોજાર, સમરતાં શ્રી દેવ મોરાર. ૭
વેદ વીધી કરી મનમાની, ભાવે પૂજ્યાતે ભવને ભવાની. ૮
પ્રક્રમા કરી લાગ્યાં પાય, જે જે ઉમાશંકર મુખે ગાય. ૯
સુખ દાતા ઉમા શીવરાય, જશ નિશદીન નીગમ ગાય. ૧૦
દિસે સુખને સંપતિ જેહ, ત્ર્યંબક નાથની આપી તેહ. ૧૧
સાહ્ય થાજો પારવતી પ્યારી, વર આપજો દેવ મોરારિ. ૧૨
પૂજી વળ્યાં મેલ્યુ મુની વર્ત, લાજ પરી કરીછે તર્ત. ૧૩
નીજ રૂપ હતું તે પ્રકાસ્યું, જોતાં જળહળ તેજ તાસું. ૧૪

મુંમાયા માહા સતી કાવે, એની અટકળ કોઇને ન આવે. ૧૫
જેથિ પંડ બ્રહ્માંડની કાયા, આધ બન્યાં આપે જોગમાયા. ૧૬
એવું જોઈને રૂપ અનુપ, મોહ પામ્યા તે સર્વે ભૂપ. ૧૭
વીરા વાહનથી ઝટો ઝટ, પડ્યા પ્રથ્વી પર ફટો ફટ. ૧૮
ક્રશ્ન ઉપર રાખતા કુડ, તેના મુખમાં ભરાણી ધુળ. ૧૯
અતી અંતર પ્રેમ લગાડી, જાય નીખતી કુંજ વીહારી. ૨૦
જગજીવને જુગ્તી તે જાણી, અતી અંતરમાં ભાવ આણી. ૨૧
બાંય ગ્રહીને રથમાં લીધાં, મન વાંછીત કારજ સીધ્યાં. ૨૨
વાલે કામ ભલેરૂં કીધું, રૂકમણી તણુ મન રીજ્યું. ૨૩
જોડ બની તે છેલ સમાણી, તેતો શોભા ન જાય વર્ણી. ૨૪
દેવે દુંદભીએ દીધા ઘાય, દિવ્ય પૂષ્પની વૃષ્ટી થાય. ૨૫
ત્રણે લોકમાં જેજેકાર, પ્રેમ આનંદ પ્રગટયો અપાર. ૨૬
રૂકમણી આનંદ બહુ પામી, કાંઈ મન્ય રહી નહી ખામી. ૨૭
કર જોડી બોલે વાલા વેણ, સુણે શ્યામ સદા સુખદેણ. ૨૮
જોડ શોભા બની છે સારી, **નથુરાંમ** કહે જાઉ બલહારી. ૨૯

## ધોળ ૨૧મું.

જાળાં વાઢીને કરજ્યો વાડરે, જરમરીયા જાલા. તે રાગ.

બલહારી બંકાલાલરે. મનગમતા માવા.
નીરખે કરી મુને ન્યાલ રે. મનગમતા માવા. ૧
દોડી મેલિ તમે દોટ રે. મનગમતા માવા.
ચતુરાં લીધી ચડી ચોટરે. મનગમતા માવા. ૨
હતી હઈયે ઘણી હામરે. મનગમતા માવા.
ચિંતવ્યાં થયાં સર્વે કામરે. મનગમતા માવા. ૩
આવી મળ્યાં સર્વે સુખરે. મનગમતા માવા.
દિઠું મનોહર મુખરે. મનગમતા માવા. ૪
પૂરણ પરખી મેં પ્રિતરે. મનગમતા માવા.
જુગમાં થઈ મારી જીતરે. મનગમતા માવા. ૫
ઉમાશંકર થયા સાક્ષરે. મનગમતા માવા.

બળીયે ઝાલી મારી બાંહ્યરે. મનગમતા માવા. ૬
કાને સુણતાં સુંદર ગાનરે. મનગમતા માવા.
કર ગ્રહીને કરૂં વાતરે. મનગમતા માવા. ૭
ગમતું નથી મુને આંયરે. મનગમતા માવા.
ચાલો દ્વારામતી માંયરે. મનગમતા માવા. ૮
પીયર લાગે ખારૂં ઝેરરે. મનગમતા માવા.
વાલા સાથે જેને વેરરે. મનગમતા માવા. ૯
વાલીતે દ્વારકાંની વાટરે. મનગમતા માવા.
વાલોતે ગોમતીનો ઘાટરે. મનગમતા માવા.૧૦
સ્યામ ધણી સમરથરે. મનગમતા માવા.
વેગે હકારો હવે રથરે. મનગમતા માવા. ૧૧
જેવી સાગરની રેલરે. મનગમતા માવા.
જોડીતે સાસર વેલરે. મનગમતા માવા. ૧૨
ખરેખરી મન્ય ખાંત્યરે. મનગમતા માવા.
મળુતો થાય નીરાંત્યરે. મનગમના માવા. ૧૩
જોજો સંન્યાનાં રૂપરે. મનગમતા માવા.
ભુંડે મુખે પડ્યા ભુપરે. મનગમતા માવા. ૧૪
ડાહોળને મન દુખરે. મનગમતા માવા.
દિસેતે રાંક એનું મુખરે. મનગમતા માવા. ૧૫
અંગે અપાર એને શોકરે. મનગમતા માવા.
ઉભો વાંકી કરી ડોકરે. મનગમતા માવા. ૧૬
કેડેતે દીધા એણે હાથરે. મનગમતા માવા.
થરથર કંપે એનું ગાતરે. મનગમતા માવા. ૧૭
હઇડે તે હાલક હોળરે. મનગમતા માવા.
રોવે આંખ્યુ રાતીચોળરે. મનગમતા માવા. ૧૮
અતી જરેછે આંસુરે. મનગમતા માવા.
ફાડી રહ્યો જુવો ડાચુંરે. મનગમતા માવા. ૧૯
કરે તે કાગારોળરે. મનગમતા માવા.

ન્યાળીને જુવેછે મીંઢોળરે. મનગમતા માવા. ૨૦
પેખેછે પીઠીઆળું અંગરે. મનગમતા માવા.
ભલે થયો મનભંગરે. મનગમતા માવા. ૨૧
સંતાઈ રહ્યો શીશુપાળરે. મનગમતા માવા.
સિંહ આગે જેમ સ્યાળરે. મનગમતા માવા. ૨૨
રૂકમૈયે રાખ્યુતુ કુડરે. મનગમતા માવા.
ધરાઈ ખાધી એણે ધુડરે. મનગમતા માવા. ૨૩
ગંગાનાં જળ મારી માતરે. મનગમતા માવા.
પુંન્ય પવીત્ર મારો તાતરે. મનગમતા માવા. ૨૪
આપ્યાનો તમને ઉલાસરે. મનગમતા માવા.
વૈકુંઠ હજો એનો વાસરે. મનગમતા માવા. ૨૫
ધંન્ય ધંન્ય ઘનસ્યામરે. મનગમતા માવા.
વિનવે વિપ્ર નથુરામરે. મનગમતા માવા. ૨૬

## ઘોળ ૨૨ મું.

તમને કઈ વહુ ગોરાં ગમશે રાજ, અચકો મચકો કારેલી.
તે રાગ.

લઈ લાડી વળીયા બંકો લાલ, વસ્તે રસ્તે લુંટય કરી.
દેઈ જીત્ય તણો તે ડંકો લાલ. વસ્તે રસ્તે લુંટય કરી. ૧
ગેકાવી નોબત ઘેરી લાલ. વસ્તે રસ્તે લુંટય કરી.
વશ્ય કીધા સર્વે વેરી લાલ. વસ્તે રસ્તે લુંટય કરી. ૨
ચાલ્યા છોગલીયાં મેલી લાલ. વસ્તે રસ્તે લુંટય કરી.
ખુબ ખાંતે રણમાં ખેલી લાલ. વસ્તે રસ્તે લુંટય કરી. ૩
હીંમત સૌ રાજા હાર્યા લાલ. વસ્તે રસ્તે લુંટય કરી.
ગોવિંદે ગર્વ ઉતાર્યા લાલ. વસ્તે રસ્તે લુંટય કરી. ૪
કમળા વર કીધું કાજુ લાલ. વસ્તે રસ્તે લુંટય કરી.
દળ સાત સાત બેઉ બાજુ લાલ. વસ્તે રસ્તે લુંટય કરી. ૫
રૂકમૈયો રોતો મેલિ લાલ. વસ્તે રસ્તે લુંટય કરી.
લઇ કંન્યા રત્નની થેલી લાલ. વસ્તે રસ્તે લુંટય કરી. ૬

મનમાં ફુલી મદમાતી લાલ. વસ્તે રસ્તે લુંટય કરી.
દેખી ઠરેછે છાતી લાલ. વસ્તે રસ્તે લુંટય કરી. ૭
દિલ રિજ્યો દ્રષ્ટે દીઠો લાલ. વસ્તે રસ્તે લુંટય કરી.
અતી અમ્રતપેં તે મીઠો લાલ. વસ્તે રસ્તે લુંટય કરી. ૮
મુને મળ્યો **નથુ**નો સ્વામી લાલ. વસ્તે રસ્તે લુંટય કરી.
હું પૂરણુ સુખડાં પામી લાલ. વસ્તે રસ્તે લુંટય કરી. ૯

### ઘોળ ૨૩ મું—રાગ ઢાળ.

પુર્ણ પ્રતાપી જેમ કેશરી, પેશી તે શ્યાળ દળ માંય,
સુખે સ્વભાગને લઇ વળે, કદા કંપે નહી મન કયાંય. ૧
નૃસિંહ નાથ શિરોમણી, નરપતી તણા દળમાંય;
છત્રપતી છુપાઇ રહ્યા, લીધાં પકડી બાંય. ૨
વિમુખ દેખી સૌ બીરને, જરાસંધ બોલ્યો કરી જોર;
ધરાપતીયો ધીકાર છે, બોલો બહુ પાડીને બકોર. ૩
કાંટો ચડાવ્યો સૌ કાયરને, તત્પર થયા તતખેવ;
સિંહ શબ્દે તે ગરજીયા, બળવંત વીર બળદેવ. ૪
લાગી લડાઈ લશ્કર ચઢ્યા, હર્ખે તે કરેછે હોકાર;
**નથુ**નો સ્વામી શામળો, શંખ શબ્દ કર્યો તે વાર. ૫

---

# श्री विवेक चिंतामणि.

શ્રી દુંદાળાને દેવા, તેનિ કરવી મારે શેવા. ૧
સરસ્વતિ થયાં સાહ્ય,ત્યારે જ્ઞાનની વાણી ગાય. ૨
ઘડપણુ નોતું ધાર્યું, ન કરતો કેનું વાર્યું. ૩
જુવાનીગાં ન જોયું, તારે મોતી અમુલખ ખોયું. ૪
હઇયે હરિ નવ આણ્યા, બિજા મીથ્યા રસ માણ્યા. ૫
ન સેવ્યા સંત કે સાધુ, મન બિજે પંપાળે બાંધ્યું. ૬
શબ્દ શિખ્યો નહી કાંઈ સાખી, રહ્યો રૂદેમાં મેલ રાખી. ૭
ગુણ ગોવિંદના ન ગાયો, ધન્ય મેળવવાને ધાયો. ૮

પ્રાણી રાત્ય દીવસ કામ્યો, તોય ત્રાંબીયો ન પામ્યો. ૯
રહ્યો નીરધન થઇ, ગયો એળે અવતાર વઇ. ૧૦
જોને વિચારી વારૂ, આમાં કોણ સગુંછે તારૂં. ૧૧
એની નથી તારી માત, અંતે કોણછે સંઘાત. ૧૨
તારો બંધુ રહેશે અળગો, તું કયા સગપણને વળગો. ૧૩
જ્યારે લેખાં લેશે ધણી, થાશે વમાસણ્ય ઘણી. ૧૪
તેમાં નથી તારી તરીયા, કેમ અવળા ઉધમ કરીયા. ૧૫
જ્યારે જમ દેશે માર, તારે કેની ચડશે વાર. ૧૬
પાળ્ય ભરો ને તમે પહેલી, ચણાવો ગઢ કોઠાને ડેલી. ૧૭
રાખો ધરમના છડીદાર, તારે જમના સ્યા છે ભાર. ૧૮
મોહ મમતાને વારો, કાળ ક્રોધને લઈ મારો. ૧૯
જેને લોભ ન શકે લઇ, તેની સર્વે ચિંતા ગઈ. ૨૦
જેણે ધણી ધાર્યો વશ, તેને કોણ કેશે ખશ. ૨૧
જેને રૂદે ઊગ્યા રવી, તેતો કેવાણા છે કવી. ૨૨
જેને આપે કાવ્ય થાય, તેતો ગુણ ગોવિંદના ગાય. ૨૩
જેને ગંગા આવી ગોળે, બીજાં નીર શીદ વલોવે. ૨૪
જેને મળ્યા ગુરૂ હરી, માને ઓદર નાવે ફરી. ૨૫
જેની વરતી આપી આમે, તેતો પદ પ્રભુનું પામે. ૨૬
કરો સદ ગુરૂની સેવ, રાખો હરીભજવાની ટેવ. ૨૭
બિજા મેલિ દેને ફેલ, ટાળ્ય મનનો તું મેલ. ૨૮
કુડુ કુટંબ પરીવાર, જુઠું જાણોને ઘરબાર. ૨૯
જાણે વિવેક વીચાર, ટળે જન્મ મરણ અવતાર. ૩૦
જેનેં મળ્યા ગુરૂ હરી, તેને લખ ચોરાશી ટળી. ૩૧
જોતાં જોતાં આવશે જરા, પછે પ્રભુ રહેશે પરા. ૩૨
કેશ ટળિ જાશે કાળા, પછે કરમાં લેશે માળા. ૩૩
એને એજ રહ્યું કામ, બીજે રાજી નથી રામ. ૩૪
આજી હાથમાંથી જાશે, પ્રાણી પછે પસ્તાવો થાશે. ૩૫

ધણી કરતો દગા ધાતું, કાંતુ બાંધ્ય કરમનું ભાતું. ૩૬
હિંડેછે હીણાં કામ કરતો, નથી નાથ ભાગો તું ડરતો. ૩૭
ધરમ કરતો નથી રતી, તારી કોણ થાશે ગતી. ૩૮
દક્ષમાં દયા નથી ટાંક, આગળ્ય થાવું તારે રાંક. ૩૯
તુને વીધે વીધે કયું, તારૂં કેમ ફુટયું હયું. ૪૦
પેરે પેરે સમજાવું, તારે ઠાલે હાથે જાવું. ૪૧
ગયા કોટિ ધ્વજ ખાલી, ગયા ચક્ર વર્તી ચાલી. ૪૨
સર્વે ગયા રાજ કરતા, ગયા ધરો ઘર ફરતા. ૪૩
ગયા નદી સંધાપુર, ગયા રાજાને મજુર. ૪૪
ગયા નરને નારી, ગયા ભુપત્ય ને ભીખારી. ૪૫
ગયાં ફળને ફુલ, ગયાં માનવીયોનાં મુલ. ૪૬
ગુરૂ ગોવિંદને પ્રતાપે, હરી નીરખવાછે આપે. ૪૭
ગાઈ વીવેક જ્ઞાન વાણી, **નથુરામે** તે વખાણી. ૪૮
જે કોઈ પ્રેમ ધરીને ગાય, તેના પંડનાં પ્રાશ્ચત જાય. ૪૯
સંત **નથુ** કહે સાસ, પામે વૈકુંઠ કેરો વાસ. ૫૦
સભા પામીને આનંદ, બોલો જેજે શ્રી ગોવીંદ. ૫૧

## ગરબી ૧ લી.

તેમાં ભુલી ગીયો ભગવાનનેરે, એ રાગ.

હાંરે ચાલો નિરખવા સોમનાથનેરે, ટેક.
હાંરે જોજો ભિંગરાડ ગામના ભાગ્યનેરે,
વશ્યા ભોળો તે નાથજી વાસ; ચાલો નીરખવા૦
શિવધામ તે દિસે શોભામણુરે,
કાવે શોભા જાણુ કઈલાશ. ચાલો નીરખવા૦ ૧
કોટ કાંગરાં ને ઓરડા ઓપતારે,
બારી અટારી સુંદર ચોક. ચાલો નીરખવા૦
નરનારીનાં જુથતો ટોળે મળીરે,
આવે દરશન કરવા સૌ લોક. ચાલો નીરખવા૦ ૨

તીયાં ધજા ફરૂકે ધર્મનીરે,
કૈં ગુણીજન શીવ જશ ગાય. ચાલો નીરખવા૦
વાગે વાજાં તે છતરીશે રાગનાંરે,
નીત્ય આનંદ મંગળ થાય. ચાલો નીરખવા૦ ૩
શિવ દેવળની શોભા શી કહુંરે,
જોતાં પાપ ટળે તતખેવ. ચાલો નીરખવા૦
હાંરે ડાયા સોમનાથ દુખડાં કાપશેરે,
**નથુરામનો** દેવ માહાદેવ. ચાલો નીરખવા૦ ૪

## ગરબી ૨ જી.

હાંરે ભોળાનાથને તે ભજીયે ભાવે કરીરે,
રંગે રિઝતાં ન લાગે વાર. સાચે ભાવે ભજો સોમનાથનેરે. ટેક
શિવ કે'તાં તે સંકટ નીવારશેરે,
આપે ધન્ય દોલત પરીવાર. સાચે ભાવે ભજો૦ ૧
કરો દરશન દુખડાં કાપશેરે,
ભોળોનાથ તે સુખનો ભંડાર. સાચે ભાવે ભજો૦
જુવો થોડે ઘણું શીવ જાણશેરે,
દયાવાળો તે સુખનો દાતાર. સાચે ભાવે ભજો૦ ૨
એની લેહેરમાં તે લાભ ઘણો પામીયેરે,
હળે જન્મ મરણના તાપ. સાચે ભાવે ભજો૦
શિવ સેવા તણું ફળ શું કહુંરે,
એના મહીમાનો નહી કાંઇ માપ. સાચે ભાવે ભજો૦ ૩
જેણે જાણ્યા તે જગમાં જીતી ગયારે,
જેની સુરીનર કરે સદા સેવ. સાચે ભાવે ભજો૦
સેજે કોટિ કારજ શિવ સારશેરે,
**નથુરામનો** દેવ માહાદેવ. સાચે ભાવે ભજો૦ ૪

## કુંડળીયો.

ધન્ય જન્મ તે ધારીયો, ધર્મ ધુરંધર ધીર,

સુકૃત શુભ શણગારસેં, શોભે શુધ શરીર,
શોભે શુધ શરીર, બાજે જુગમે પુન્ય ડંકો,
ગ્નાન ગુનસેં ગુઢ, ડાયો ડુંગર સુત બંકો.
સવંત અઢારસેં સોય, એંશી આસો જબ આયો,
એકાદશી આદિત, જન્મ રત્નસેં પાયો,
વદે વિપ્ર **નથુરાંમ**, ભાદાણી ભીંગરાડમેં,
ધન્ય જન્મ તે ધારિયો, ધર્મ ધોરંધર ધીર. ૧

**ગીત લખ્યું છે.**

**કવી. ગઢવી. દાદભઈ મૂળુભઇ રેહેનાર શ્રીઆં-સોંદર. પ્ર. લીલીયા સવંત ૧૯૪૪ના માહા સુદ.૨.**

ભલું ભિંગરાડ મધ્યે એક ધામતો બીરાજે ભારી,
શંભુરણછોડજી તણા દેવળ છાજે;
વાંકડી પાધને પધારીઆ વીઠલો, ગગનલગી વેદ ધુન્ય ગાજે. ૧
ઈંદ્ર લોકથી દેવ અંતરીખે આવીયા, જુથ વેમાનના ભલા જામ્યા,
આકાશ મારગે સુર એમજ કહે, પ્રભુનાં દરશનતો આજ પામ્યા. ૨
ઈંદ્ર સરીખા નીત્ય ઓળગ કરે, ધ્યાન વીરંચી નીત્ય ધારે;
ભગ્તને કારણ જુધ કરી પ્રભુ, મધુકૈટભને માહારાજ મારે. ૩
ભગ્તને કારણે શું કર્યું સુદરે, રાજ રાવણ તણું રધ્ય રોળ્યું;
પાંડવા તણી તો રાખી પ્રતીગના, કૈરવા તણુ લઇ કુળ બોળ્યું. ૪
દુષ્ટ દુશાસને સતીને દુભીયાં, દ્વારકાંથી પ્રભુ દોટ દીધી;
લાજ દરજોધનનીજરા ન લાવીયા, ક્રોડની આબરૂં ધુડ કીધી. ૫
ભગ્ત વીદુરની ભાજી ભાવે જમ્યા, ગુણ તારો નકે જાય ગણીયો;
વેણુવાસ્તે તમે લઈને વીઠલા, હસ્તી દંતોશળે કંશ હણીયો. ૬
મારવા હરણ્યાકસ્યપ આવીયો દુરમતી, ભલોભગવાન પ્રહલાદ ભાંખ્યો;
થડથડ થંભ ફાટતાં, પ્રગટ નરસીંહ થયા, નાથ લઈ નખરામાંઈ નાખ્યો.૭
વધારી નોરને પેટને ફાડીયું, કોટે આંતર તણા હાર કીધા;
વિકટ રૂપ નરસીંહ જ્યારે બન્યા, દેખતાં દેવતા સહુ ડરીયા. ૮
કમળાપતીને કોયે નકે ઓળખ્યા, કળા કીરતારની કોણ જાણે;

ખરા ખરીનો ખેલ જ્યારે થયો, ટેકતો ત્રીકમે રાખી ટાણે. ૯
નભમાં અતીશે ગરગડે નોબતું, ભલા ત્યાં સુરને મંન ભાવ્યા;
રાજા હરણાકસ્યપને મારીને રાઘવ, આપે વૈકુંઠ ધામ આવ્યા. ૧૦
હવે બાણાસુર માહા બળીયો હવો, જોર જેનું ન જાય માપ્યું;
સહસ્ત્ર હાથ તો આપીયા શંકરે, શ્રોણિતપુરનું રાજ સોપ્યું. ૧૧
પેદા અસુરને એક થઇ પુતરી, પ્રગટ ઓખા એવું નામ પાડયું;
મેહેલ એકાંતનો લહિને માનુની, ધ્યાન શંકર તણુ એક ચીતે ધાર્યું. ૧૨
જોબન અવસ્થા વરશ શોળની થઈ જશે, નીદરામાં દુવારાપુરી નીરખી;
કુંવર ક્રશ્ન તણો અનીરૂધ એક છે, પરણી પોતા તણો પુરૂશ પેખી. ૧૩
ભર નીદ્રા થકી જાગીને ભામની, પતીપતી કહી પોકાર પાડે;
માહા કલપાંત કરંતી કામની, કુટે હૈયુંને કેશ ત્રોડે. ૧૪
ચિત્ર લેખા કહે બાઈ તમે સાંભળો, આકાશથી સુર લોક આંહી લાવું;
મ્રત્યુ પાતાળની ગતી છે મુજને, આજ તારો પતી લઇને આવું. ૧૫
લખી ચૌદેભુવન વળી ચીત્રલેખા, મ્રત્યુ પાતાળ સુર લોક માંડી;
પતી પોતા તણો નહી જ્યારે પેખીયો, ગતી ભ્રમ થઈને ફરે ગાંડી. ૧૬
રહિ ક્ષણ એકને ચીત્ર લેખા સંચરી, હેમ દુવારકાં જીયાં દીસે;
છપને કુળ ઓળખી સહુ જનમાં, દેખતાં કોટિક કામ દિસે. ૧૭
ઓળખી કંથને કુંવરી ઓચરી, મારો પતી મુને એજ મળીયો;
ઉપાડી ઢોલીયો આણ્યો ઓખા મેડીએ, બાંધ્યો બાણાસુરછે મહા બળીયો. ૧૮
કરી ગરજના કુંવર ક્રશ્નનો કોપીયો, હથીયાર પોતાતણાં નહી હાથે;
અશાડી ધધુંબિ ઉલટે આવીયો, મહા ક્રોધે ગોવરધન માથે. ૧૯
ભોગળ કરધરી સજ થયો ભારતે, સીંહ જેમ કેસરી નાહોર છુટયો;
ઢાળ્યા સુભટ સહસ્ત્રને ધરણીયે, અતીશે ક્રોધથી બાણ ઉઠયો. ૨૦
નાગબાણે અનીરૂધને નાંગળો, ક્રશ્નને નારદે જાણ કરીયું;
છપને કુળનુ સૈન્ય લઇ સજ થયા, ધણી દુવારામતીને નીમ ધરીયું;
કુંવરની વારે ચડીયા કાનવો, કરી ગરજના જાણે કાળ કોપ્યો;
કાપ્યા સહસ્ત્ર હાથ વસુદેવને કુંવરે, રણ મધે જેણે થંભ રોપ્યો.૨૨

ડોસી બાણાસુરનીયે શીવને દાખવ્યું, પુત્ર મારા તણા હાથ પાક્યા;
સુણી શોણીતપુર આવીયા સજ થઇ, ભોળે ભક્ત ભલ ભજાવ્યા. ૨૩
કહે શંકર તમે સાંભળો કનૈયા, મઇતણા ચોર તલ થાઓ માંટી.
દાશ મારો તમે અતીશે દુવીયો, ખરી વાતે નહિ જાઓ ખાટી. ૨૪
સુણી એવી વાતને ઓચર્યા શ્રી હરી, રૂદ્ર તમારૂં જોર રાખો;
ભીસ્માસુર આગે ભાગીયા ભોળીયા, ભલી મુખે જોર વાત ભાંખો. ૨૫
કેતામાં ભોળીયો અતીશે કોપીઓ, હરીહરે ત્રીશુળ લીધાં હાથે;
કાળ બ્રમાંડનું કરે જે કારમું, મહા કોપે નાખ્યું કૃશ્ન માથે. ૨૬
ત્રીશુળ આવતું જોઇને ત્રીકમે, સજ થઇ સામબે બાણ સાંધ્યું;
અગ્નીબાણ ત્રીશુળને આટકું, ભોળીઆ નાથ સહસ ભાંગું. ૨૭
ભાંગુ ત્રીશુળને ભડેઠા ભોળીઓ, નાગાસ્ત્ર નાખ્યું કૈલાશ નાથે;
ગરૂડાસ્ત્ર નાખીયું નાથ ગોપી તણે, ભ્રખી સૌ નાગને ગયું ભાથે.૨૮
ધનુશપીનાક લઈ ભોળીઓ ધણેણા,ગગન લગી અગનના ઝરે ગોળ
કઈલાશપતીને કંથ કમળા કહે, ભલો તું ભલો તું નાથ ભોળા. ૨૯
બ્રમાએ આવીને જુદ્ધને ભાંગીયું, લઇ સૌ સાથને મંડપ આવ્યા;
પરણાવી અનીરૂધને બાણની પુત્રી, આપે દુવારકાં હરી આવ્યા. ૩૦
એવાં અખીલ બ્રમનાં દેવળ તે આદર્યા, મજલસને લડાવી તેજમાયા;
કણબીયા વંશમાં કુળ દીવો થયો, દેહ સતરાયો તુંજ ડાહ્યા; ૩૧
વાસ વૈકુંઠ કૈલાસ તારો વસો, ભક્તિ તણો થર ભલો દીધો;
કાશીને દ્વારકાં ધામ આયાં કર્યાં, લાવ મનખા દેહનો ભલોલીધો.૩૨
સોમનાથ કળા તારી ચડતી કરે, ધણી કૈલાશનો નીમ ધારી;
દ્વારકાનાથ શીર છત્ર સદા શોભા દીયે,ભોળા શીર ખળકે ગંગભારી.
દાસ કરજોડીને કહે એમ દાદવો, ભલો નંદીતણો નાથ ભાંખો,
ગરૂડનો અશ્વાર તે નાથ ગોપી તણો, રાયરણછોડજી રૂદે રાખો.૩૪

## ગીત.

**કવિ. બારોટ દેવકર્ણ. ગામ. મોટિ કુંકાવવ્ય.**

વિદ્યા જાણુરા ચઉદ પરવીણ વાતે બધી,
ઇશ્વરે નવે નીધ્ય ભલે આપ્યા;

મલુકમ સુર આજ ગામ ભીંગરાડ મધ્ય,
થરૂ જેમ શિવ સોમનાથ થાપ્યા. ૧
મંદીર વિષ્નુ તણા ઠાઠ કીધા મહા,
પ્રથી સર ભલી સૌ ભાગ પાયા;
સોમ અવરથે દ્રવ્ય જાશે સદા,
દામ પરમારથે વાપરા ડાયા. ૨
નામા કામા ચાર જગ અમરરેશે નશા,
પરમારથ વીન્યા મોક્ષ થાયે;
જગત એમ સાબધો મન્ય જાણે જરૂ,
નાથ ક્રીપા વીન્યા કદી નાવે. ૩
કરમ કાંડદધીમાં બધા ભટક્યાં કરે,
સત ધર્મ વાત કોઈ નકે સાધે;
ભગવત ક્રીપા થકી ભલો ભાદાણીયે,
એશ ડુંગર તણો ધામ બાંધ્યો. ૪
ધોરીંધર ધરમરી તપે ફરકે ધજા,
ગુણીજન આગળે સુજશ ગાવે;
ધોરે ઘંટ નગારાં, શંખ જાલર ઘણા,
અભેટંક આરતી બંને આવે. ૫
બિરાજે દેવળ મધ્ય ભાગે વીહદ,
ઠાઠ શોભા તણા અધીક થાવે;
જળો મળ ચીતર્યાં ધામ કૈલાશ જેમ,
ખંડ પતી ભાળીને ચક્ર ખાવે. ૬
પુરિ વૈકુંઠ જેમ મંદિર પ્રતક્ષ,
લાખ મોઈ કંદ્રપ દેખિ લાજે;
આપ ઈશ્વિર દુવારામતીથી આવીને,
રાય રણછોડજી આંહિ રાજે. ૭
સોળ પ્રકારની નીત્ય પૂજા ચડે,
બેય ટંક નગારે ઘોશ બાજે;

ચુવા ચંદન અગરજા, પુષ્પ તુલસી ચડે,
અને નત્ય ઘડી અશમાન ગાજે. ૮
કાશી પ્રયાગ ગૈયા વ્રજ તીરથ સર્વે કરી,
પ્રેમ ભગ્તિ તણા રસ પીધા;
કામ પ્રભુ પારાયણ જાવ ચંદ્રાકરી,
લવાહર લાવ તે ભલા લીધા. ૯
પણ ધર્મશાળ બણી જાણ્ય ઈંદ્રાપરી,
દીપક ગલાસ હાંડીયાં ઝાડ ડોલે;
દેદો વટ સદાવ્રત અટળ આપે દહટ,
બંદીજન ભેખ જેકાર બોલે. ૧૦
વળી રમાનાથ સેવામાં સદા તતપર રહે,
આઠે પોર ચરણમાં કરે આજી;
નીમખ એક નાથનુ નામ છોડે નહી,
રિજીને હરી હર થયા રાજી. ૧૧
વરમ બુહી માગ માગ ડાયા એમ દોઇ ઈશ્વરવદે,
આંખ્ય જે મુખપર દાન આપ્યું;
શ્રીએ અરથ ધ્રમ કામ મોક્ષ માગો સદા,
કોટી હું જન્મનાં પાપ કાપું. ૧૨
વદે ડાયા મુખ નાથ માગું વચન,
આપના ચરણમાં રહું આગુ;
નીશા જો હુંપર પરશન હો નાથજી,
માહારાજા અભેદાન ભગતી માંગુ. ૧૩
એહિમસ્તુ કહી નાથે વચન આપ્યુંઅઠે,
તારા ત્રીવીધીના તાપ ટાળા;
બીરાજો મોજથી, ધામ માહારા વીશે,
સદાય મમ ચરણમાં વાસ થારા. ૧૪
શાકાબંધ ડાયા તેંતો જનમ કીધો સુફળ,
કીરતારે મનોરથ સીધ કીધા;

માયા પાપી તણી ધુડ ભેળી મળે;
લડાવી પ્રમેસર લાવ લીધા. ૧૫
સાત દીવસ શ્રીભાગવત વંચાવીયાં,
પધરાવી પ્રભુજી વિમળ દાન દીધાં;
બ્રમ ભોજન નાત્ય પર નાત્ય પોખી ભલા;
કલુરે જવાને જગન કીધા. ૧૬
રિધિસિધિ તારી સોમનાથ, સદા અવીચળ રખે;
કોડ જગ અવીચળ રહે કાયા;
પુત્ર પરીવાર અવીચળ રાખે પ્રભુ,
દિન અવીચળ તારો સદા ડાયા. ૧૭
ભાદા હર અડધર કામ કીધો ભલો;
ચાર ખંડ પ્રથીસર સુજસ છાયો;
સવંત ઓગણીશે ચાળીશની સાલમાં;
ગણુ કવી દેવકરણે ભલો ગાયો. ૧૮

## કવીત છયે કળશનું.

પ્રસન ભયે સોમનાથ ત્રીવીધિ ભવ તાપ મટાયા,
પ્રસન ભયે સોમનાથ નવે નીધી દ્વારે રાજે,
પ્રસન ભયે સોમનાથ સંપત ધન લક્ષમી છાજે,
સપત પુત્ર દન દત ચડા મન વંચીત કામ સિધિ થયે;
દેવકરણ ડાયા પરે, સોમનાથ પ્રસન ભયે. ૧

## રાગ ધીરાનો.

સંત મળે સાચારે, દેખી મારાં નેણાં ઠરે;
પ્રેમી જન પ્યારારે, દિલડાનાં દુખ હરે. ટેક.
ચંદન સીતળ ગંગા નીરમળ, સંત સદા સુખ દેણ,
પારસ પરખેને પીયુશ પીયે, ચિંતામણી કામ ધેન;
સુરતરૂ છાયારે, ચિંતવ્યાં કાજ સરે. સંત૦ ૧
મન માયાની ધણી ધુચવણી, ભુલવણીની ભાસ,

સંત પુરૂષને શેવતાંરે, જણાય જીવની જાત્ય;
દધી મથે માખણુરે, સોનિ હેમ શુધ કરે. સંત૦ ૨
સંત મળીને તોલજ કીધો, સાખી જીહાં શ્રી રંગ,
હરી ભજન વીના સાધન હલકાં, વધ્યો સાચાનો સંગ;
સંગે રંગ લાગેરે, બીજું એવી ભાત્ય પડે. સંત૦ ૩
અનુભવી તે સંતને ઓળખે, જેમ કુંજડીયુનાં બાળ,
દાસ **નથુ** કહે સદગુરૂ ચરણે, જુઠો જાણીને જંજાળ;
મેરામણ હંસારે, સાચાં મોતી ચાંચ ભરે. સંત૦ ૪

## પદ ૨ જું.

સાધુ સધીરારે, રામ રંગ ભીના ફરે;
આ તન ઓડીરે, પર ઉપકાર કરે. ટેક.
પોતે સંચે ને પરને પોખે, મારૂંને તારૂં નો'ય,
પરોણા દેખી પ્રેમે પ્રસંન થાયે, હસીત મુખડાં હોય;
નેહ ભર્યાં નેણાંરે, સકોમળ છાતી ઠરે. સાધુ. ૧
સરોવરની સહાયતારે, તરોવરની ટેક,
ધરા સરખી સદા ધારણુ, દિલમાં ન લાવો દ્વેશ;
આશા નહી અંતરમાંરે, હરીજન દુખ હરે. સાધુ. ૨
આતમરામને ઓળખ્યારે, નહી સંશય નહી શોક,
સંતને કાજે શીર સોંપ્યાં કીધાં, સંત આધારે ચૌદ લોક;
સ્થંભને વીનાનુંરે, બ્રહ્માંડ ભાગી પડે. સાધુ. ૩
દાતાને ભોગતા જાણે હરીને, અધીક નીત્ય ઉમેદ,
દાસ **નથુ** કહે સદગુરૂ ચરણે, ભેદુ સમજે ભેદ;
માણે રસ મીઠોરે, જાણે તેને સ્વાદ જડે. સાધુ. ૪

## પદ ૩ જું.

લોભિ સૌને લુંટે રે, બેઠો જુઠા બોધ કરે;
કુમતીની સંગેરે, મુરખ મુંજાઇ મરે. ટેક.
દુરમતી ડાહ્યો થઈ બેસે, કરે વાદ વિવાદ,

ભક્તિ વિનાનો ભાંભરેરે, જેવો ચિચુડાનો સાદ;
અહી મુખે ઉંદરરે, એથી અન્ય નહી ઉગરે. લોભિ. ૧
અંધને દોરે અંધ વાટ ન સુજે, દરપણ લીઓ મર હાથ,
ચક્ર વિનાનું જેવું શકટ ચાલે, જેવો ચોરનો સંઘાત;
શ્વાન પુછે વળગીરે, ભવ જળ કેમ તરે. લોભિ. ૨
ખબર વીના ખોંખારી ખેલે, જેવું કાયરનું જુધ,
ખાર નાંખે તેમાં બિજક ખોવે, સેવે સાપ દઇ દુધ;
વિષનિ છે વેલિરે, અમરફળ આશ કરે. લોભિ. ૩
દશ મોડાંને દશ ન સુજે, અવળું સવળું દેખાય,
દાસ **નથુ** કહે સદગુરૂ ચર્ણે, સંત સેવે સુખ થાય;
રામ રંગ લાગેરે, ચિતવ્યાં તે કાજ સરે. લોભિ. ૪

### પદ ૧લું.

મેંકયો શ્યામને ચીનલીયો, પનઘટપર મેરી ગાગરીયાં. તે રાગ.
લલનાં લલચા રહી દે' વળગી, પતીયારો કરો મત પીંજરકો. ટેક
જબ રંગ ભયો પુનીરાય ભયો, તબ ચાહતહે સુખ ઇંદરકો;
લલનાં લલચા રહી દે' વલગી, પતીયારો કરે મત પીંજરકો. ૧
મઘવા પુની ગૌતમ મંદીરમેં, મદકાજ કીયો રૂપ મીંજરકો. લલ૦
તનધર ભવ બ્રહ્મા સ્તંભ લગી, કૈ કલ્મશહે કામ કુંજરકો. લલ૦
સતસંગ બીનું સબહી બીગર્યો, તૈલી ગ્રહ જન્મજ્યું ગોજરકો. લલ૦
નથુરામ કહે નીરવાણ બણે, જેહી સંગ તજે તરીયા જરકો. લલ૦

### પદ ૨ જું.

લલના જરસે નીત્ય ચીત્ત જર્યો, સતસંગ બીનું સબહીં બીગર્યો. ટેક
મમતા મોહ મસ્તક મોહ ધર્યો, ફંદ ફેલ ફીતુરીસે જુઠ ફીર્યો. લલ૦
જરા મર્ણ જઠરકો દુખ વીસર્યો, મદ અંધ કરે ધંધ કામભર્યો લલ૦
જમદુત કે જોર કછુ ન ડર્યો, છાજપર છોડજુ વર્ધે ચડો. લલ૦
પરપંચીકો પંડીત નામ પર્યો, કુત્તા.કો જ્યું કેસરી નામ ધર્યો. લલ૦
જીનકે હીરદે હરી નામ ઠર્યો, નથુરામ કહે સબ કાજ સર્યો. લલ૦

# ઉપદેશ ચિંતામણી.

શ્રી દુંદાલાને દેવા, તેની કરવી મારે સેવા;
સરસ્વતી થજે યાં સહાય, ત્યારે જ્ઞાન વાણી ગવાય. ૧
ગઢપણ નોતું ધાર્યુ, ન કરતો કેતું વાર્યું;
જુવાનિમાં ન જોયું, તારે મોતિ અમુલખ ખોયું. ૨
હૈયે હરિ નવ આણ્યા, બિજા મિથ્યા રસને માણ્યા;
ન સેવ્યા સંત કે સાધુ, મનતો બિજે પંપાલે બાંધ્યું. ૩
સબ્દ શિખ્યો નહિ કાંઈ સાથિ, રહ્યો રૂદેમાં મેલ રાખી;
ગુણ ગોવિંદના નવ ગાયો, ધન મેળવવાને ધાયો. ૪
પ્રાણી રાત્ય દિવસ તું કામ્યો, તોય ત્રાંબિયો એક ન પામ્યો;
રહ્યો નિરધન થઇ, ગયો એળે અવતાર વઈ. ૫
જોને વિચારી વારૂં, આમાં કોણ સગું છે તારૂં;
બેનિ નથી તારિ માત, અંતે કોણ છે સંઘાત. ૬
તારો બંધુ રે'શે અલગો, તું કયા સગપણને વળગો;
જ્યારે લેખાં લેશે ધણી, ત્યારે વમાસણ ઘણી. ૭
એમાં નથિ તારી તરીયા, તેં કેમ અવળા ઉદ્યમ કરિયા;
જ્યારે જમ દેશે માર, ત્યારે કેનિ ચડશે વાર. ૮
માટે પાળ્ય ભરોને પે'લી, ચણાવો કોઠા કિલ્લા ડેલી;
ધરમના રાખજે છડીદાર, તારે જમના શ્યાછે ભાર. ૯
મોહ મમતાને વારો, કાળ ક્રોધને લઈ મારો;
જેને લોભ ન શકે લઇ, તેની સર્વે ચિંતા ગઇ. ૧૦
જેણે ધણી ધારયો વશ, તેને કોણ કે'શે ખશ;
જેને રૂદે ઉગ્યા રવી, તેતો કે'વાણા છે કવિ. ૧૧
જેના આપે કાવ્ય થાય, તેતો ગુણ ગોવિંદના ગાય;
જેને ગંગા આવિ ગોળે, બિજાં નિર શીદ વલોવે. ૧૨
જેને મળ્યા ગુરૂ હરિ, માને ઓદર નાવે ફરિ;
જેની વરતી આવી ખામે, તેતો પદ પ્રભુનું પામે. ૧૩
કરો સદગુરૂની સેવા, રાખો હરિ ભજ્યાના હેવા;

બિજાં મેલીદેને ફેલ, ટાળ મનનો તું મેલ. ૧૪
કુડું કુટુંબ પરિવાર, જુઠું જાણે ઘરને બાર;
જાણે વવેક વિચાર, ટળે જનમ મરણ અવતાર. ૧૫
જેને મળ્યા ગુરૂ હરિ, તેને લખચોરાશિ ટળી;
જોતાં જોત આવશે જરા, પછે પ્રભુ રેહેશે પરા. ૧૬
કેશ ટળી જાશે કાળા, પછે કરમાં લેશે માળા;
પછે એજ રહ્યું છે કામ, બિજે રાજી નથી રામ. ૧૭
બાજી હાથમાંથી જાશે, પ્રાણી પછે પસ્તાવો થાશે;
ઘણી કરતો દગા ઘાતું, કાંતું બાંધ્ય કરમનું ભાતું. ૧૮
હિંડેછે હિંણાં કામ કરતો, નથી પ્રભુ આગો ડરતો;
ધર્મ કરતો નથી રતિ, તારિ કોણ થાશે ગતી. ૧૯
દિલમાં દયા નથી ટાંક, આગળ થાવું તારે રાંક;
તુંને વિધે વિધે કહ્યું, તારૂં કેમ ફટકયું હૈયું. ૨૦
તને પેરે પેરે સમજાવું, તારે ઠાલે હાથે જાવું:
ગયા કોટિ ધ્વજ ખાલિ, ગયા છત્રપતિ ચાલી. ૨૧
સર્વે ગયા રાજ કરતા, ગયા ઘરોઘરો ફરતા;
ગયા નદી હંધા શુર, ગયા રાજાને મજુર. ૨૨
ગયાં નરને નારિ, ગયા ભુપત્ય ને ભિખારી;
ગયાં ફળને ફુલ, ગયાં માનવીયોનાં મૂળ. ૨૩
ગુરૂ ગોવિંદ પ્રતાપે, હરિ નીરખવાછે આપે;
ગાઈ જ્ઞાન પદ વાણી, **નથુરામે** તે વખાણી. ૨૪
જે કોઈ પ્રેમ ધરીને ગાય, તેનાં પંડનાં પ્રાશ્ચિત જાય;
**નથુરામ** કહેછે સાચ, પામે વૈકુંઠ કેરો વાસ. ૨૫
સભા પામીને આનંદ, બોલો જેજે શ્રી ગોવિંદ.

જ્ઞાન પ્રકાશ સંપૂર્ણ.

## રેખતો ૧ લો.

જ્યારે આત્મા ઓળખાય, તેના નેનમાં કળાય;
હેતે હૈડું હરખાય, આંખ્ય આંસુયે ભરાય. ૧

મત્ત રાખે ખરાય, સત્ય મેલે ન કદાય;
ચીત શાંત રહે સદાય, શિર આપે ન છુપાય. ૨
તન ધન ગુરૂ પાય, દ્રઢ રાખે ધીરાય;
મર મોટામાં મનાય, જરા અલ્પ થઈ જાય. ૩
દોડી ધરમને ધાય, વીશે સુખમાં ન પાય;
વીપ્ર **નથુરામ** ગાય, તારે હરી ઝાલે બાંય. ૪

### રેખતો ૨ જો.

જેની હરી ઝાલે બાંય, તેને આવું ન કાંય,
નીલજ થઈને ચાલે, મન ગમતા માલે;
સંત સેવા કરે, છુટે છેડે ફરે.
રંગભર જઇ રમે, જેમ નાથને ગમે,
ચીત સ્વાદ નહી સદા, ત્રશ ભુખ નહી કદા;
દઇવ ઈછા મળે, હસી હેતે જમે,
**નથુ** પ્રેમની તે પ્રીત્ય, એહી ભક્તનકી રીત્ય.

### રેખતો ૩ જો.

રીત્ય રાખો ખરી, ત્યાગે ન મળે હરી,
આગે જોગી હુવા, તેતો રખડી મુવા;
જોગી જકડ ઝાજી, રામ ન રહે રાજી,
મન મમતા ઘણી, કેમ રીઝે ધણી;
તન ત્રપ્તી ન થાય, એળે હાલો અથડાય,
રીસે આંખું રાતી, કાઢી ચાલે છાતી;
ભેદ જોયો ખરો, ત્યાગી કોઇ ન તર્યો,
વીપ્ર વદે **નથુરામ,** ગ્રહ ઠરવાનો ઠામ.

### રેખતો ૪ થો.

ઠામ ક્યાંથી ઠરે, મમતા ન મરે,
અમે તરી ગયા, સૌ બુડી રહ્યા;
એમ ચીત ચકચુર, થયા માયાના મજુર,
કામ ક્રોધે કપાય, શુભ સાધન ન થાય;

ભોગ ઇછા ઘણી, કેમ રીઝે ધણી,
મન વ્યાકુળ થાય, લોભી થઇ લલચાય.
ખોટું માને છે સુખ, એના અંતરમાં દુઃખ,
એવા અવગુણ જોય, ત્યાગ કરશો માં કોય;
રાખે સંસારમાં રાગ, તેનો મીથ્યા વેરાગ,
વીપ્ર **નથુરામ** ગાય, જોગ લીધે શું થાય.

## રેખતો ૫ મો.

જોગ લીધાના પળ, આયુ જાય અફળ,
ફળ કોઇ ન કહે, મન્ય છુપી રહે;
કોઈને ન મળી નાર્ય, કોઇને જડી નહિં જુવાર્ય
કોઇને વાલાછે ભોગ, કોઇને રાંડુના રોગ.
સારા સ્વાદુના સાજ, કોઈ દેણને કાજ,
જેનો જોગ જુઠો, તેનો રામજી રૂઠો.
દીગંબર થઈ ચાલે, માનુની શું માલે,
દેખી દુનીઆં રીજે, ખરો ખાવન ખીજે;
**હરી એ હાથથી મુકયા, બેઈ લોકથી ચુક્યા,**
ચુકયા સંતનકી રીત, કીધી કુડા શું પ્રીત;
**શીર** બાનુ ધર્યું, ચીત ઠીક ન ઠર્યું,
વીપ્ર **નથુરામ** ગાય, જોગ લીધે શું થાય.

## રેખતો ૬ ઠો.

જોગ લીધાના પળ, કેમ જાય અફળ,
જેને બાનાની ટેક, એતો આપે અલેક;
સંત આપે છે બ્રહ્મ, દીઠે કેમ રહે ક્રમ,
ટેક તારે બળવંત, સાચા જુગમાંહી સંત;
સેવા ફળ શું કહું, મુખે પાર ન લહું,
સંત સાથ રહે જહાં, સર્વ તીર્થ તહાં,
સંત ચર્ણે ગતી, જેની મહા મતી;
વીપ્ર **નથુરામ** ગાય, સંત સેવે સુખ થાય.

### રેખતો ૭ મો.

જુગમેં સંતહે સુખી, સબ દુનીયાં દુખી,
જેસી સાયરકી લેહેર, એસી સંતનકી મેહેર;
અહ કર્યા કુરબાન, ભાવે ભજે ભગવાન,
સંત પરમ દયાળ, મુખે જપે ગોપાલ;
સુખ લાગે ખારૂં, રામ નામ પ્યારૂં,
એસો મોટો પ્રતાપ, સંતહે માય બાપ;
જેસા ગંગાકા જળ, સંત સદા નીરમળ,
**નથુરામ** કહે ભેદ, જેની સાખ્ય પુરે વેદ.

### રેખતો ૮ મો.

ધન્ય ગોકુળ ગામ, નીજ જન અભીરામ,
જીહાં વસે વ્રજરાજ, સુખ સંપતકો સાજ;
ઋશ્ય દરશનકે કાજ, આયો ચારકો સમાજ.
સોળ મુખે કરે ગાન, જોડી રહા દશ પાણ,
સાડત્રી તેણે કરી, નેહે નીરખે હરી,
**નથુરામ** કહે ભેદ, જેની સાખ્ય પુરે વેદ.

### રેખતો ૯ મો.

શમી ગર્ભ મેહે દાવ, તાસું મીત્ર અરી ભાવ,
અરી ભાવ આત તાઈ, વાકું પાઈ સુખ શાઈ;
વાકો અરી હુશીયાર, તાકો જેહી અહાર,
વદે વીપ્ર **નથુરામ**, જેહી ઠરવાકો ઠામ.

